શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

# ગુરુકુલ દર્શન

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

વર્ષ-૨ • એપ્રિલ, ૨૦૧૧ • અંક-૮

પંચવાર્ષિક લવાજમ રૂા. ૨૫૦/-



પરમ પૂજ્ય ધર્મધુરંધર ૧૦૦૮ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજના ચરણોમાં કોટિ કોટિ વંદન

જન્મ- સંવત્ ૧૮૬૮, ફાગણ વદી ચતુર્થી

આદિ આચાર્ય દ્વિશતાબ્દી વર્ષ પ્રારંભ :: સંવત્ - ૨૦૬૭



રબારીકા, કિડની નિદાન કેમ્પનું ઉદ્‌ઘાટન કરતા
પ. પૂ. સદ્‌ગુરુવર્ય માધવપ્રિયદાસજી સ્વામી તથા પૂ. સંતો



કાંકરીયા, અમદાવાદ ખાતે M-Zone Edu.& Stationary fair 2011ના
ઉદ્‌ઘાટનમાં પૂ. બાલકૃષ્ણ સ્વામી તથા મેયર શ્રી અસિતભાઈ વોરા



પૂ. સ્વામીજી સાથે જીતુભાઈ અગ્રવાલ, મગનભાઈ પટેલ, દિનેશભાઈ



પૂ. સ્વામીજી આફ્રિકા પધારતા સ્વાગત કરતા હરિભક્તો









સમાવર્તન સંસ્કાર - સદ્‌ગુરુ સંતો સાથે ટી.વાય.ના વિદ્યાર્થીઓ, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર, અમદાવાદ

-: સંસ્થાપક :-



સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી


**ગુરુકુલ દર્શન**

વર્ષ-૨, એપ્રિલ- ૨૦૧૧, અંક-૮

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

પ્રકાશક : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
તંત્રી : પાર્ષદ શ્રી શામજી ભગત
સંપાદક : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
કલા સંયોજન: ગોવિંદ બાંટવા
વ્યવસ્થાપન : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી
તસ્વીર : જી. વિઝન
મુદ્રક : સૂર્યા ઓફસેટ

છુટક અંક : રૂા. ૫/-
પંચ વાર્ષિક લવાજમ: રૂા. ૨૫૦/-
આજીવન લવાજમ(૨૫ વર્ષ) : રૂા. ૭૦૦/-
વિદેશમાં આજીવન લવાજમ :$ ૧૧૦/-

લવાજમ અંગે પત્રવ્યવહાર





'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- gurukul_darshan07@yahoo.co.in


# હોરે હીલો ગાઓના

હોરે હીલો ગાઓના
ઘનશ્યામજી કા પલના
હીરે મોતીસે સજાયો
ડોરી હીર કી સાજનવા
માસ મધુ નવમી કી રજની, શુકલ પક્ષ શુભ સોહે
ગાંવ છપૈયા લાલો ભૈલો, નરનારી મન મોહે
ઘનશ્યામ કો નિહારી
માતા ભઈરી મગનવા.... .......... હોરે...
દેવ વિમાન ગગનમે છાયે, દરસન કરને આયે
તેજ તેજ રૂ તેજ છવાયો, બાલક ના દરસાયે
તેરો તેજ કો નિવારો
લલ્લા દિખાવોના જલવા... .......... હોરે...
બ્રહ્મા ચારો બેદ પઢત હૈ, શિવજી શ્રૃંગ બજાવે
જય જયકાર કરત હૈ વિષ્ણુ, દેવ સુમન બરસાવે
બાજે સારંગી શહેનાઈ
ગીતાં ગાયે રે ગંધર્વા... .......... હોરે...
સોલહ સાજ સજી સબ સજની, ઘરમદેવ ઘર ઘાયે
ભર ભર મોતિન થાલ મનોહર, બાર બાર બલ જાયે
નાચે નાચે રે બાવરિયા
બાજે પૈરો મે પાયલવા... .......... હોરે...
સબ અવતારોં કે અવતારી, પૂરન બ્રહ્મ કહાવે
સો ભૂતલ પર પ્રગટ ભયો હૈ, મુનિવર મંગલ ગાવે
જીયો જીયો શત સાલ
માધો ભકિત કો લલનવા... .......... હોરે...

- શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

॥ श्री स्वामिनारायणो विजयतेतराम् ॥

सनातन धर्म धुरंधर आचार्य श्री १००८ श्री राकेशप्रसादजी महाराजश्री

श्री लक्ष्मीनारायण देव गादी संस्थान, वडताल – पीन ३८७ ३७५

ता. - १/४/११

आचार्य जा. र. नं. - १४/२०६७

॥ શ્રીહરિ ॥



# આશીર્વાદ પત્ર

પ્રતિ શ્રી

પાર્ષદ શ્રી શામજી ભગત (તંત્રી શ્રી, ગુરુકુલ દર્શન)

શ્રી સ્વામિનારાયણ ગુરુકુળ, મેમનગર,

અમદાવાદ

**વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણ દેવ તથા આરાધ્ય ઇષ્ટદેવ શ્રી હરિકૃષ્ણ મહારાજના ચરણ કમળથી લિ. વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણ દેવ ગાદીના પીઠાધિપતિ પ.પૂ.ધ.ધૂ.૧૦૦૮ આચાર્ય શ્રી રાકેશ પ્રસાદજી મહારાજના શુભાશીર્વાદપૂર્વક સસ્નેહ જય શ્રી સ્વામિનારાયણ.**

**વિશેષમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુળ, મેમનગર, અમદાવાદ દ્વારા પ્રસિદ્ધ થતા 'ગુરુકુલ દર્શન'નો માર્ચ–૨૦૧૧નો અંક અમોને મળ્યો. જે વાંચીને અમોને ખૂબ જ આનંદ થયેલ છે. સર્વાવતારી શ્રીહરિએ વચનામૃત આદિક ગ્રંથમાં જે તે સંપ્રદાયના ઇષ્ટદેવ સંબંધે જે વાર્તા કરી છે તે દ્વારા જે તે સંપ્રદાયની પુષ્ટિ થાય છે. તે મુજબ આપના મુખપત્ર 'ગુરુકુલ દર્શન'માં શ્રીજી મહારાજે જે દિવ્ય વચનામૃતોની ભેટ સત્સંગને આપેલ છે, તેમાંથી શ્રીજી પ્રસન્નાર્થે સંપ્રદાયના દરેક આશ્રિતોને નિત્ય ઉપયોગી થાય એવી રીતે 'ગુરુકુલ દર્શન' માર્ચ–૧૧ના અંકમાં શ્રીજી મહારાજના જ વચનોને એના મૂળરૂપમાં કોઇપણ પ્રકારના ફેરફાર કર્યા વિના માત્ર દૃષ્ટાંતોને અલગ તારવીને વચનામૃત ગ્રંથના અંશો પ્રગટ કરી સત્સંગીજનોના સત્સંગની પુષ્ટિના અર્થે તેમજ આપણા ઇષ્ટદેવ વડતાલવાસી શ્રી હરિકૃષ્ણ મહારાજની પ્રસન્નાર્થે તેમજ સત્સંગીજનોને શ્રીહરિ દ્વારા સંસ્થાપિત મૂળ ગાદી સંસ્થાન પ્રત્યેના ભાવપ્રેમ, નિષ્ઠા દૃઢ થાય તે હેતુથી આપના દ્વારા સત્સંગ વૃદ્ધિના કાર્યો ઉત્તરોત્તર થતાં રહે તેવી વડતાલવાસી શ્રી હરિકૃષ્ણ મહારાજના ચરણોમાં પ્રાર્થના કરીએ છીએ,**

**આચાર્ય મહારાજશ્રી, વડતાલ સંસ્થાન.**

# વચનામૃત કથામંગલ



પ્રગટ પુરુષોત્તમનારાયણ શ્રી સહજાનંદ સ્વામીના મુખકમળમાંથી પ્રગટ થયેલી સત્સંગરૂપી અમૃત સરિતાને આપણે વચનામૃત તરીકે ઓળખીએ છીએ. આ અમૃતસરિતાનું આચમન જીવાત્મા માટે આત્યાંતિક કલ્યાણના દ્વાર ખોલી આપે છે. જેમ ગંગામૈયાનું જળ સદાય શીતળ અને પવિત્ર જ હોય તેમ વચનામૃત સરિતાનુ સેવન સદાય આનંદ અને કલ્યાણની પ્રાપ્તિ કરાવનારુ છે. આ વચનામૃતમાં અનેક દ્રષ્ટાંતો,વિવિધ કથાઓ અને પૌરાણિક તેમજ શ્રીજી સમકાલીન પાત્રોના ઉદાહરણો શ્રીજી મહારાજે આપેલા છે. આ દ્રષ્ટાંત કથાઓના માધ્યમથી ભગવાન શ્રી હરિએ અધ્યાત્મને સુબોધ અને સરળ બનાવીને આપણને પાન કરાવેલ છે. આ ઉદાહરણોને વચનામૃત કથામંગલના નામથી આપણે અહીં સત્સંગનો સરળ પરિચય પામી રહ્યા છીએ.

'ગુરુકુલ દર્શન' ના અંક(માર્ચ-૨૦૧૧)માં આ કથામંગલના પ્રારંભના વચનામૃતોના દ્રષ્ટાંતો સંકલિત કરીને પ્રસિદ્ધ કર્યા છે. આ અંક વાંચીને ઘણા સત્સંગપ્રેમીઓ રાજી થયા છે. વડતાલ સંસ્થાનના પીઠાધિપતિ પ.પૂ.ધ.ધુ. આચાર્ય શ્રી રાકેશ પ્રસાદજી મહારાજે પણ આ વચનામૃત કથામંગલનો અંક વાંચીને પોતાના અંતરનો રાજીપો વ્યકત કરીને આશીર્વાદ પાઠવ્યા છે તેથી વચનામૃત કથામંગલના માધ્યમથી અન્ય વિશેષ કથાઓ પ્રગટ કરી રહ્યા છીએ.

એપ્રિલ-૨૦૧૧ના આ અંકમાં વચનામૃતના કેટલાક પ્રસિદ્ધ પાત્રોના સત્સંગ સભર જીવનની શ્રીજીમુખે થયેલી વાતો રજૂ કરી રહ્યા છીએ. શ્રીજી મહારાજના સમકાલીન સંતો, હરિભક્તો તેમ જ શ્રીજી મહારાજના યોગમાં આવેલા બીજા કેટલાક પાત્રોના વિશિષ્ટ ગુણો દ્વારા આપણને સત્સંગનો પરિચય થાય એવા આશયથી આ અંકમાં શ્રીમદ્ રામાનુજાચાર્ય, સદ્ગુરુ રામાનંદ સ્વામી, ધર્મવંશી-અયોધ્યાવાસી, મુકુંદાનંદ બ્રહ્મચારી, મુક્તાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી તેમજ ભક્તરાજ દાદાખાચર, ઝીણાભાઈ, કુશળ કુંવરબાઈ વગેરે અંગેના શ્રીજીમુખના શબ્દો સાથે પરિચય રજૂકરેલ છે.

સત્સંગની વાતો જીવંત દ્રષ્ટાંતથી તરત જ સમજાય છે. અર્થાત મનાય છે. આ માનવામા જ સત્સંગમય જીવનનુ હાર્દ ભરેલુ છે. કારણકે જેને આપણે માનીએ છીએ તેને જ આપણે અનુસરીએ છીએ. તેને આપણે પૂજીએ છીએ. વચનામૃતમાં શ્રીજીમુખે મહિમાવંત બનેલા આ પરમહંસો-હરિભક્તો આપણા જીવનમાં નવો પ્રકાશ પાથરીને પ્રાણ પૂરે છે.

આ કથાઓમાં પણ શ્રીજી મહારાજના જ મૂળ વચનો જ યથાવત્ રજૂ કર્યા છે અને તે સાથે સત્સંગના આ પાત્રોનો પરિચય પ્રાપ્ત થાય તે માટે તેમના વિષે કેટલીક માહિતી રજૂ કરેલ છે. પૂજ્ય મહારાજશ્રીઓ, સંતો-હરિભક્તો સૌ કોઈ રાજી થાય અને આ પ્રકારના સાહિત્યને નાની પુસ્તિકા રૂપે અથવા વચનમૃત કથામંગલ ગ્રંથરૂપે પ્રકાશિત કરવા પ્રેરણા અને સહયોગ મળે તો બહોળા સમાજ સુધી શ્રીજીમુખની વાણી પ્રસારિત કરવાનું મહાસેવાનુ પુણ્ય પ્રાપ્ત થશે.

વાચકો પોતોના અભિપ્રાયો પત્ર દ્વારા મોકલી આપશે તો યથાયોગ્ય રીતે ગુરુકુલ દર્શનમાં તે પ્રગટ કરવામાં આવશે.

- તંત્રી, ગુરુકુલ દર્શન,
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર,
અમદાવાદ-૩૮૦૦૫૨

# શ્રીમદ્ રામાનુજાચાર્ય



"એક તો આપણો ઉદ્ધવ સંપ્રદાય છે. તેની રીત જાણી જોઈએ તથા બીજી ગુરુ પરંપરા જાણી જોઈએ. તે કેવી રીતે તો ઉદ્ધવ તે રામાનંદ સ્વામી રૂપે હતા ને તે રામાનંદ સ્વામી શ્રીરંગક્ષેત્રને વિષે સ્વપ્નામાં (સમાધિમાં) સાક્ષાત્ રામાનુજાચાર્ય થકી વૈષ્ણવી દીક્ષાને પામ્યા. માટે રામાનંદ સ્વામીના ગુરુ તે રામાનુજાચાર્ય છે ને તે રામાનંદ સ્વામીના શિષ્ય અમે છીએ. એવી રીતે ગુરુ પરંપરા જાણવી." **- વરતાલ-૧૮**

"રામાનુજનો એમ મત છે જે, જીવ, માયા અને પુરુષોત્તમ એ ત્રણે નિત્ય છે ને પુરુષોત્તમ છે, તે જીવ, માયાના નિયંતા છે ને સર્વના કારણ છે ને પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્ય આકાર થકા વિરાજમાન છે ને સર્વે જે અવતાર તે તેના છે એવા જે પુરુષોત્તમ નારાયણ તેની ઉપાસના જીવને કરવી, એવી રીતે રામાનુજની સમજણ જણાય છે......

રામાનુજસ્વામીએ જેવી રીતે ક્ષર અક્ષર થકી પર જે પુરુષોત્તમ ભગવાન તેનું નિરુપણ કર્યુ છે, તે પુરુષોત્તમ ભગવાન વિષે તો અમારે ઉપાસના છે." **- લોયા-૧૪**

શ્રીમદ્ રામાનુજાચાર્ય શ્રી સંપ્રદાયના પ્રવર્તક અને વિશિષ્ટાદ્વૈત દાર્શનિક સિદ્ધાંન્તના સ્થાપક હતા. સંવત્ ૧૦૯૩ વૈશાખ સુદ પંચમી ઈ.સ.૧૦૧૭ માં પ્રગટ થયેલા શ્રી રામાનુજ સ્વામીનું જન્મસ્થાન દક્ષિણ ભારતનાં તામિલનાડુ રાજ્યમાં શ્રી પેરામ્બદુર(ભૂતપુરી) ક્ષેત્રમાં છે. તેઓ ગૃહસ્થ હતા અને મોટી ઉમરે સંસારનો ત્યાગ કરીને શ્રી રંગ ક્ષેત્રમાં મહાત્મા નામ્બિના હસ્તે સંન્યાસ દીક્ષા ગ્રહણ કરી.

રૂઢિચુસ્ત ધર્મસમાજ અને કેવળ જ્ઞાનપરક મતમતાંતરોથી પીડિત સમાજમાં ભક્તિ અને સદાચારનો ઉપદેશ આપીને શરણાગતિ-ભક્તિમાર્ગના પ્રવર્તન માટે શ્રીમદ્ રામાનુજાચાર્યે પોતાના જીવનમાં અનેક સંઘર્ષો અને સંકટો સહન કર્યા. કેવળ ભગવત્કૃપાથી જ જીવનું કલ્યાણ થાય છે અને એ કૃપા શરણાગતિથી જ શક્ય બને છે એવો સદ્ઉપદેશ આપી સ્વહસ્તે અનેક મંદિરોમાં ભગવાન શ્રી નારાયણની પ્રતિષ્ઠા કરીને તેમાં નિત્ય ઉત્સવ અને નિત્ય સેવાની પરંપરા પ્રસ્થાપિત કરેલી છે. એક ભગવાન પુરુષોત્તમ નારાયણ પરમ સત્ય છે. જડ-જગત અને ચેતન-જીવાત્માથી ન્યારા (વિશિષ્ટ) છે. અને જડ-ચેતનમાં સાક્ષીરૂપે સદાય વિદ્યમાન છે. એજ સર્વના નિયંતા અને સ્વામી છે; એવા પરમાત્મા શ્રી નારાયણની શરણાગતિ સ્વીકારીને તેના દાસાનુદાસ થઈને સેવા કરવી એ જ જીવાત્માનું મનુષ્ય તરીકેનું પરમ કર્તવ્ય છે. આ પ્રકારે વિશિષ્ટાદ્વૈત મતની સ્થાપના શ્રીમદ્ રામાનુજાચાર્યે કરેલી છે અને ઉદ્ધવ સંપ્રદાયના સ્થાપક સદ્ગુરુ રામાનંદ સ્વામીને રામાનુજાચાર્યે મંત્રદીક્ષા (સમાધિમાં) આપી હોવાથી આપણી સત્સંગ પરંપરાના તેઓ આદિ ગુરુ તરીકે સ્વીકારાયા છે. ★ ★ ★

# ઉદ્ધવાવતાર સદ્ગુરુ શ્રી રામાનંદસ્વામી

"ઉદ્ધવ તે રામાનંદ સ્વામી રૂપે હતા ને તે રામાનંદ સ્વામી શ્રીરંગક્ષેત્રને વિષે સ્વપ્નમાં (સમાધિમાં) સાક્ષાત્ રામાનુજાચાર્ય થકી વૈષ્ણવી દીક્ષાને પામ્યા. માટે રામાનંદ સ્વામીના ગુરુ તે રામાનુજાચાર્ય છે ને તે રામાનંદ સ્વામીના શિષ્ય અમે છીએ." - વડતાલ-૧૮

"અમે તીર્થને વિષે ફરતા ફરતા શ્રી રામાનંદ સ્વામી પાસે આવ્યા અને પછી શ્રી રામાનંદ સ્વામી જ્યારે અંતર્ધાન થાય તે કેડે સત્સંગનું કુંથવાને અર્થે કાંઈક બીક રાખવા માંડી.' - ગ.મ.-૫૫

"અમારો સ્વભાવ કેવો હતો? તો, 'ગોદોહન માત્ર' એક સ્થાનમાં રહેવાય, પણ વધુ રહેવાય નહિ.' એવા ત્યાગી હતા અને વૈરાગ્ય અતિશય હતો ને શ્રી રામાનંદ સ્વામી ઉપર હેત પણ અસાધારણ હતું તો પણ સ્વામીએ ભુજ નગરથી કહી મોકલ્યું જે, 'જો સત્સંગમાં રહ્યાનો ખપ હોય તો થાંભલાને બાથ લઈને પણ રહેવું પડશે' એમ મયારામ ભટ્ટે આવીને કહ્યું ત્યારે અમે થાંભલાને બાથ લીધી, ત્યાર પછી તેમણે કહ્યું જે, 'મુક્તાનંદ સ્વામીની આજ્ઞામાં રહો; પછી અમે સ્વામીના દર્શન થયા મોર નવ મહિના સુધી મુક્તાનંદ સ્વામીની આજ્ઞામાં રહ્યા."

- લોયા- ૩

"અમે એકવીસ વર્ષ થયા શ્રી રામાનંદ સ્વામી પાસે આવ્યા છીએ, તેમાં અનંત ભાતના વસ્ત્ર તથા અલંકાર તથા ખાનપાનાદિક તેણે કરીને સેવાના કરનારા અનંત ભક્ત મળ્યા છે પણ અમારું મન કોઈ પદાર્થમાં લોભાયું નથી, શા માટે જે અમારે ત્યાગનો જ ઈશક છે." - કારિયાણી -૧૦

"અમે રામાનંદ સ્વામી પાસે માગી લીધું છે જે, 'તમારા સત્સંગી હોય તેને એક વીંછીનું દુઃખ થવાનું હોય તો તે મને એક એક રુંવાડે કોટિ કોટિ વીંછીનું દુઃખ થાઓ, પણ તમારા સત્સંગીને તે થાઓ નહિ અને તમારા સત્સંગીને પ્રારબ્ધમાં રામપત્તર લખ્યું હોય, તે રામપત્તર મને આવે પણ તમારા સત્સંગી અન્ન વસ્ત્રે કરીને દુઃખી ન થાય: એ બે વર મને આપો. એમ મેં રામાનંદ સ્વામી પાસે માગ્યું ત્યારે મને રામાનંદ સ્વામીએ રાજી થઈને એ વર આપ્યો છે. માટે જે કોઈ સત્સંગ કરે તેને વ્યવહારે દુઃખ થવાનું લખ્યું હોય તે થાય નહિ." - ગ.પ્ર.-૭૦

"અમે રામાનંદ સ્વામી પાસે આવ્યા ત્યારે સ્વામીએ પરસેવો વળ્યા સારુ બધે શરીરે આવળના પાટા બંધાવ્યા હતા તો પણ શરીરમાં પરસેવો આવ્યો નહિ." - ગ.પ્ર.-૭૩

"જ્યારે રામાનંદ સ્વામીએ દેહ મૂક્યો ને સર્વે સત્સંગી રોવા લાગ્યા ત્યારે પણ રઘુનાથદાસને તો જરાય શોક થયો નહિ અને હસતો જાય ને બીજાને આગળ વાત કરતો જાય, માટે ભગવાનના ભક્તને દુઃખ આવી પડે તો જે ચાંડાળ ને વિમુખ હોય તેને દુઃખ ન થાય પણ જે ભગવાનનો ભક્ત હોય તે તો હરિભક્તને દુઃખે કરીને જરૂર દુઃખીયો થાય." - ગ.મ.-૬૦



શ્રીરામાનંદ સ્વામીનું જન્મસ્થાન અયોધ્યાપુરી છે. સંવત્ ૧૭૯૫ ના શ્રાવણવદી-૮(શ્રીકૃષ્ણ જન્માષ્ટમી)ના પાવનકારી દિવસે મધ્યાહ્ન કાળે શ્રી રામાનંદ સ્વામીનો જન્મ થયો. પિતા અજય શર્મા અને માતા સુમતિદેવીએ આ બાળકનું નામ 'રામ' પાડ્યું.

આઠ વર્ષની ઉમરે ઉપવીત સંસ્કાર થયા પછી શ્રી રામશર્મા વેદાધ્યયન નિમિત્તે ગૃહત્યાગ કરીને ભારતવર્ષની યાત્રાએ નીકળી પડ્યા. યોગ્ય ગુરુની શોધ કરતા તેઓએ સૌરાષ્ટ્ર પ્રાંતમાં તળાજા ગામે કાશીરામ શાસ્ત્રીના ઘેર રહી સત્શાસત્રોનો અભ્યાસ કર્યો. ત્યાંથી દ્વારિકા વગેરે તીર્થોની યાત્રા કરતા રાજકોટ પાસે ત્રંબા ગામમાં રહેલા સંન્યાસી આત્માનંદ સ્વામીના શિષ્ય બનીને રહ્યા અને રામાનંદ સ્વામી નામ ધારણ કર્યુ. યોગસાધના કરીને સમાધિમાં બ્રહ્મતેજની અનુભૂતિ કરી. પરંતુ સાક્ષાત્ શ્રીકૃષ્ણનારાયણના દર્શન ન થતા નિર્ગુણવાદી ગુરુ આત્માનંદ સ્વામીનો ત્યાગ કરી ભારતયાત્રા કરતા કરતા શ્રીરામાનુજાચાર્યની જન્મભૂમિ ભૂતપુરી(પેરામ્બદુર) પધાર્યા. આ પવિત્ર ભૂમિમાં શ્રી રામાનુજાચાર્યે શ્રી રામાનંદ સ્વામીને સ્વપ્ન અવસ્થામાં સાક્ષાત્ દર્શન આપીને મંત્રદીક્ષા-વૈષ્ણવી દીક્ષા આપીને ભક્તિના સાધન બતાવ્યા અને ભક્તિનો પ્રચાર કરવાની આજ્ઞા આપી. આ આજ્ઞાને શિરોધાર્ય કરીને શ્રી રામાનંદ સ્વામી સમગ્ર ભારતવર્ષમાં ફરીને કૃષ્ણ ભક્તિનો પ્રચાર-ઉપદેશ કરવા લાગ્યા.

ભક્તિમાર્ગના પ્રવર્તક અને ઉદ્ધવ સંપ્રદાયના સ્થાપક સદ્ગુરુ રામાનંદ સ્વામી સૌરાષ્ટ્રમાં સ્થિર થયા. અને પોતાના શિષ્ય સંતો સહિત ધર્મ- ભક્તિ- જ્ઞાન- વૈરાગ્યનો ઉપદેશ કરતા તીર્થયાત્રીઓની સેવા કરતા. તેમણે સૌરાષ્ટ્રમાં લોજ ગામે એક આશ્રમ સ્થાપેલો , જેમાં સદ્ગુરુ શ્રી મુક્તાનંદસ્વામી સહિત ૫૦ જેટલા સંતો સેવા-ભક્તિ કરતા. આ લોજના આશ્રમમાં ભગવાન શ્રી સ્વામિનારાયણ વર્ણિવેષે સૌ પ્રથમ સંવત્ ૧૮૫૬ માં પધાર્યા. અને સદ્ગુરુ મુક્તાનંદસ્વામી સાથે તત્ત્વચર્ચા કરીને તેમને ગુણિયલ સાધુ જાણીને વર્ણિરાજ તેમની સાથે રહ્યા.

સદ્ગુરુ રામાનંદ સ્વામી આ વર્ણિની જ રાહ જોતા હોય તેમ બધાને જણાવતા કે 'હું તો ડુગડુગીનો વગાડનારો છું. ખરા ખેલ ભજવનાર તો હવે આવનારા છે' અને જ્યારે રામાનંદ સ્વામીએ નીલકંઠ વર્ણીને દીક્ષા આપીને સહજાનંદ સ્વામી અને નારાયણ મુનિ એવા બે નામ પાડ્યા તેમજ પોતાની ધર્મધુરા પણ સહજાનંદ સ્વામીને સોંપી ત્યારે તેમનું જીવનકાર્ય પૂર્ણ થયું. સંવત્ ૧૮૫૮ના માગશર સુદ તેરસના દિવસે ફરેણી ગામે સદ્ગુરુ રામાનંદ સ્વામી અક્ષરધામમાં સીધાવ્યા. ★★★

## ગુરુકુલમાં રસોઈ

ડૉ. વિપુલભાઈ પટેલ, અમદાવાદ
શ્રી પ્રેમજીભાઈ વાલજીભાઈ વરસાણી, બળદીયા
શ્રી ઘનશ્યામભાઈ શેઠ
શ્રી લાલજીભાઈ કલ્યાણભાઈ વેકરીયા, બળદીયા
શ્રી નારણભાઈ ગોપાલભાઈ વરસાણી, સામત્રા
શ્રી જમનભાઈ, અમેરિકા
શ્રી ભૂપેન્દ્રભાઈ બ્રહ્મભટ્ટ, અમદાવાદ
શ્રી નરહરિભાઈ કોયા, કલકત્તા

# ધર્મકુળ અયોધ્યાવાસી

'ધર્મકુળને આશ્રિત એવો જે ભગવાનનો ભક્ત છે તે ભગવાનની ઈચ્છાએ કરીને બ્રહ્મમય દેહને પામે છે.'' - ગ.પ્ર. ૧



આ સમયમાં તો અયોધ્યાવાસી બાઈ ભાઈ સર્વે જેવા અમારા ગમતામાં વર્તે છે તેવા તો પરમહંસ તથા સાંખ્યયોગી ને કર્મયોગી સત્સંગી તે પણ અમારા ગમતામાં નથી વર્તતા, કેમ જે અયોધ્યાવાસીએ તો અતિશય જ સત્સંગ પરાયણ પોતાનું જીવિતવ્ય કર્યુ છે; માટે અયોધ્યાવાસીની પેઠે ભગવાનને રાજી કરતા કોઈને આવડ્તું નથી અને એ અયોધ્યાવાસી તો બહુ વિશ્વાસી છે; માટેકોઈ કપટી હશે તો એમને છેતરી જશે, તે સારુ એમને કોઈ કાર્યનો આદર કરવો હોય ત્યારે પરમહંસ તથા સત્સંગી ગૃહસ્થ તેમને પૂછીને તે કામ કરવા દેવું; પણ કોઈક એક જણાને કહે કરવા દેવું નહિ. એવી રીતે ત્યાગી તથા ગૃહસ્થ સત્સંગીને અયોધ્યાવાસીની ખબર રાખવી, એમ અમારી આજ્ઞા છે. - અમદાવાદ-૩

અમે અમારા ધર્મકુળનું સ્થાપન કર્યુ છે; તેની રીત જાણવી. - વરતાલ-૧૮

ધર્મકુળ એટલે ધર્મદેવની કુળ પરંપરા. ભગવાન શ્રી સ્વામિનારાયણ(શ્રી સહજાનંદ સ્વામી) નો જન્મ છપૈયા ગામમાં ધર્મદેવ અને ભક્તિમાતા થકી થયેલો છે. આ ધર્મદેવનું નામ દેવશર્મા હતું અને બીજુ નામ હરિપ્રસાદ હતું. તેઓ સરયુપારિણ બ્રાહ્મણ કુળના સામવેદી વિપ્ર હતા. તેઓ ધર્માનુષ્ઠાનમાં ખૂબ જ પ્રીતિ રાખતા તેથી તેઓ ધર્મદેવ તરીકે પ્રખ્યાત થયા. માતા ભક્તિદેવીનું મૂળ નામ બાલા હતું, પ્રભુ ભક્તિમાં જ સતત મગ્ન રહેતા હોવાથી લોકમાં ભક્તિદેવી તરીકે ખ્યાતિ પામેલા. આ ધર્મ-ભક્તિના પુત્રોમાં મોટા પુત્ર શ્રી રામપ્રતાપભાઈ, વચેટ પુત્ર શ્રી ઘનશ્યામ મહારાજ (ભગવાન સ્વામિનારાયણ)અને નાના પુત્ર શ્રી ઈચ્છારામભાઈ હતા. શ્રી ઘનશ્યામ મહારાજે ૧૧ વર્ષની વયે માતા-પિતા દિવ્યગતિ આપ્યા પછી ગૃહત્યાગ કર્યો. ૭ વર્ષ તીર્થયાત્રા વનવિચરણ કર્યુ અને ૧૯ વર્ષની વયે સૌરાષ્ટ્રમાં શ્રી રામાનંદસ્વામી પાસે ભાગવતી દીક્ષા(પીપલાણા) ગ્રહણ કરીને સહજાનંદસ્વામી અને નારાયણમુનિ નામ ધારણ કર્યા. શ્રી રામાનંદસ્વામીએ પોતાની ધર્મધુરા શ્રી સહજાનંદસ્વામીને (જેતપુર) સોંપી અને પોતે સ્વધામ સિધાવ્યા.

રામાનંદ સ્વામીના અક્ષરવાસ પછી શ્રી સહજાનંદ સ્વામીએ સૌરાષ્ટ્ર , કચ્છ-કાઠિયાવાડ સહિત સમગ્ર ગુજરાતમાં ધર્મ-ભક્તિ-જ્ઞાન-વૈરાગ્ય સભર એકાંતિક ધર્મનુ પ્રવર્તન કર્યુ

અનેક લોકોને ધર્મમાર્ગે વાળ્યા. મંદિરોના નિર્માણ કર્યા, શિક્ષાપત્રી સ્વહસ્તે લખી, વચનામૃતોનો ઉપદેશ આપ્યો અને પોતાની ધર્મધુરા પોતાનાં જ પિતાના કુળમાં પોતાના ભાઈઓના પુત્રોને દત્તક લઈને સોંપી. તેમા પોતાના બંને ભાઈઓ મોટા ભાઈ રામપ્રતાપભાઈના સુપુત્ર શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ અને નાનાભાઈ ઈચ્છારામજીના સુપુત્ર શ્રી રઘુવીર મહારાજને દત્તક પુત્ર તરીકે સ્વીકારીને આ બંન્નેને અમદાવાદ દેશ અને વડતાલ દેશના આચાર્ય તરીકે સ્થાપિત કર્યા. આ બંન્ને આચાર્યોની પરંપરા એ જ ધર્મકુળ અને આ ધર્મકુળના આશ્રિત તરીકે આપણે સૌ આત્યંતિક કલ્યાણના અધિકારી બનીએ છીએ.

આ ધર્મકુળ મૂળ એયોધ્યામાં નિવાસ કરતા હોવાથી તેઓ જ્યારે ગુજરાત પ્રથમ આવ્યા ત્યારે બધા જ ધર્મકુળના પરિવારના સભ્યો અયોધ્યાવાસી તરીકે ઓળખાતા.

શ્રીજી મહારાજના કુળના હોવાથી છપૈયાવાસી તિવારી પરિવાર અને અયોધ્યાવાસી પાંડે પરિવાર આપણા સત્સંગમાં ખૂબ જ મહિમાવંત અને પૂજનીય ગણાય છે.

ધર્મવંશ કે અયોધ્યાવાસી એ શ્રીજી પ્રસાદીનું કુળ ગણાય છે તેથી તેમની સાથે માત્ર જગત વ્યવહારનો જ સંબંધ ન હોય પરંતુ ખરા અર્થમાં સત્સંગનો અને કલ્યાણનો સંબંધ હોય છે. તન-મન-ધનથી આ ધર્મકુળ-આચાર્ય પરંપરાને આપણે સમર્પિત છીએ. ★★★

શ્રીજી મહારાજે પ્રવર્તાવેલ આ ધર્મકુળ આચાર્ય પરંપરા નીચે મુજબ છે.

## -: શ્રીજી સ્થાપિત ધર્મકુળની આચાર્ય પરંપરા :-

### -: વડતાલ દેશ :-



શ્રી રઘુવીરજી મહારાજ | શ્રી ભગવત્ પ્રસાદજી મહારાજ | શ્રી વિહારીલાલજી મહારાજ



શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજ | શ્રી લક્ષ્મીપ્રસાદજી મહારાજ | શ્રી આનંદપ્રસાદજી મહારાજ



શ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજ | શ્રી અજેન્દ્રપ્રસાદજી મહારાજ | શ્રી રાકેશપ્રસાદજી મહારાજ

### -: અમદાવાદ દેશ :-



શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ | શ્રી કેશવપ્રસાદજી મહારાજ | શ્રી પુરુષોત્તમપ્રસાદજી મહારાજ



શ્રી વાસુદેવપ્રસાદજી મહારાજ | શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજ | શ્રી તેજેન્દ્રપ્રસાદજી મહારાજ



શ્રી કૌશલેન્દ્રપ્રસાદજી મહારાજ

આ મુકુંદાનંદ બ્રહ્મચારી છે તે ભોળા જેવા જણાય છે તોપણ અમારા સ્વભાવને યથાર્થ જાણે છે જે, મહારાજતો આકાશ જેવા નિર્લેપ છે. અને એમને કોઈ પોતાનુ નથી અને પારકું પણ નથી અને એવી રીતે જો અમારા સ્વભાવને જાણે છે તો જેવા ઈશ્વરમાં ગુણ હોય તેવા ગુણ બ્રહ્મચારીમાં વર્તે છે અને અંતરયામી સૌમાં રહ્યા છે તે બાઈ-ભાઈને મનમાં એમ સમજાવે છે જે, બ્રહ્મચારીમાં કોઈ વાતની ખોટ્ય નથી, તે એવા રૂડા ગુણ આવ્યાનું કારણ એ છે જે, મોટા પુરુષને વિષે જે નિર્દોષ બુદ્ધિ રાખે છે તે પોતે સર્વ દોષથકી રહિતથાય છે. - ગ.પ્ર.૭૩

જેમ મયારામ ભટ્ટ છે તથા મૂળજી બ્રહ્મચારી છે તથા નિષ્કુળાનંદ સ્વામી છે, એવી જાતના જે હોય તેને સ્ત્રી-ધનાદિક પદાર્થનો યોગ થાય, તો પણ એ ડગે નહિ. - ગ.અં.૨૬

મુકુંદ બ્રહ્મચારી તથા રતનજી એ બે મુંઝાતા નથી તો એમની સાથે અમારે ઘણું બને છે. - ગ.મ.-૫૨

જેમ અમારી ચાકરી મૂળજી બ્રહ્મચારી માહાત્મ્ય જાણીને કરે છે તેમ અમે પણ બ્રહ્મચારીનું માહાત્મ્ય જાણીએ છીએ. - ગ.મ.-૪૭

અમને નિષ્કામી ભક્ત હોય તેના જ હાથની કરી સેવા ગમે છે. માટે આ મૂળજી બ્રહ્મચારી છે, તે અતિશય દૃઢ નિષ્કામી છે. તો અમને એની કરેલી સેવા અતિશય ગમે છે અને બીજો કોઈ સેવા ચાકરી કરે તો તે એવી ગમતી નથી. - ગ.મ.-૩૩



# નિર્દોષ સેવામૂર્તિ મુકુંદાનંદ બ્રહ્મચારી

સૌરાષ્ટ્રમાં મછિયાવ ગામે એક બ્રાહ્મણ પરિવારમાં સંવત્ ૧૮૨૨માં આ શ્રીજીના સેવકનો જન્મ થયો હતો. તેમનું નામ મૂળજીભાઈ હતું. નાનપણમાં જ સંસારના અવનવા અનુભવોથી ઘડાયેલા મૂળજીભાઈને અખંડ બ્રહ્મચર્ય પાળી આ જન્મે જ ભગવાન મેળવી લેવાનો સંકલ્પ થયો. દ્વારિકાની યાત્રાએ નીકળ્યા ત્યારે લોજ ગામમાં સદ્‌ગુરુ રામાનંદ સ્વામીના યોગમાં આવ્યા. રામાનંદ સ્વામીએ મૂળજીભાઈને ભાગવતી દીક્ષા આપી અને મુકુંદાનંદ વર્ણી નામ પાડ્યું.

આ મુકુંદાનંદ વર્ણી એ જ મૂળજી બ્રહ્મચારી. જેમનો ઉલ્લેખ શિક્ષાપત્રીમાં શ્રીજી મહારાજે मुकुंदानंद मुख्याश्च नैष्ठिका ब्रह्मचारिणः તરીકે કરેલો છે. સદ્‌ગુરુ રામાનંદ સ્વામી સ્વધામ સિધાવ્યા ત્યારબાદ મુકુંદાનંદ બ્રહ્મચારીએ સહજાનંદ સ્વામીની સેવામાં પોતાનું જીવન સમર્પિત કર્યું. નૈષ્ઠિક વ્રતધારી આ બ્રહ્મચારી મહારાજની સેવા શ્રીજી મહારાજને ખૂબ જ પ્રિય લાગતી. અતિ ભોળા સ્વભાવના છતાં શ્રીજીની સેવામાં સાવધાન અને સત્સંગ સેવામાં સદાય તત્પર રહેતા આ વર્ણી સમગ્ર સત્સંગમાં હનુમાનજીની જેમ સેવક તરીકે પ્રખ્યાત થયા છે.

જ્યારે શ્રીજી મહારાજ સંતોના મંડળ બાંધીને સંતોની જોડ્ય બાંધતા હતા ત્યારે બ્રહ્માનંદ સ્વામીએ પૂછ્યું, 'આ મૂળજી બ્રહ્મચારીની જોડ્ય કોણ થશે?' ત્યારે શ્રીજી મહારાજે તરત જ કહ્યું કે એ બ્રહ્મચારીની જોડ્ય તો પહેલેથી જ બાંધેલી છે. મૂળાનંદ અને સહજાનંદની જોડ્ય અખંડ છે એવી રીતે શ્રીજીને તેમના પ્રત્યે અપૂર્વ સ્નેહ હતો. શ્રીજી મહારાજના અનેક દિવ્ય-માનુષ ચિરત્રોના પ્રસંગોમાં મૂળજી બ્રહ્મચારી સદાય શ્રીજીની સાથે હતા તો પણ બ્રહ્મચારીને શ્રીજીનાં ચરિત્રોમાં લેશમાત્ર શંકા થઈ નથી. શ્રીજીના પડછાયાની જેમ રહીને નિર્દોષ બુદ્ધિથી અખંડ સેવા કરેલી છે. ★★★

સત્સંગની મા

# મુક્તાનંદ સ્વામી



''જેમ મુક્તાનંદસ્વામીને અમે પ્રથમ લોજપુરમાં દીઠા હતા. અને જેવી શ્રદ્ધા ને ભગવાનનું માહાત્મ્ય હતું તેવુ ને તેવુ જ આજ દિવસ સુધી નવું ને નવું જ છે પણ ગૌણ પડ્યુ નથી. એ બે લક્ષણે (શ્રદ્ધા અને ભગવાનનું માહાત્મ્ય) કરીને તે ભક્તને ઓળખવો. - સારંગપુર-૩

''હમણા આ મુક્તાનંદ સ્વામી જેવા સંતને વિષે એ નારાયણને લઈએ, તો એમને પણ ભગવાન જેવા કહેવાય અને એ નારાયણને લીધા વિના તો અક્ષરને પણ ભગવાન ન કહેવાય તો બીજાની શી વાર્તા કહેવી ?'' - લોયા-૧૩

''અમારો પ્રથમ ત્યાગી સ્વભાવ હતો પણ જો શ્રી રામાનંદસ્વામીના દર્શનનો ખપ હતો તો મુક્તાનંદસ્વામીની આજ્ઞાને અનુસારે વર્ત્યા પણ અમારા મનનું ગમતું કાંઈ ન કર્યુ.'' -ગ.અં-૨૭

''આ મુક્તાનંદ સ્વામી તથા ગોપાળાનંદ સ્વામી છે તે એમને કોઈ બીજો ગમે તેવો હોય ને ચમત્કાર દેખાડે તો પણ તેનો કોઈ રીતે ભાર આવે જ નહિ. એ એવા મોટા છે તોપણ જો એમને માનનો બહુ યોગ થાય તથા રૂપિયા અને સોનામહોરના ઢગલા આગળ આવીને પડવા લાગે તથા રૂપવાન એવી જે સ્ત્રીઓ તેનો યોગ થાય, તો એ ત્યાગી છે તોય પણ એણે કરીને એમનું રહે ઠેકાણું નહિ અને જે એવો યોગ થાય તો આજ આપણા ત્યાગીમાં અતિ ઉતરતો હશે. તે જેવા પણ રહે કે ન રહે, એમાં પણ સંશય છે. કેમ જે, એ પદાર્થનો તો યોગ જ એવો છે.'' - ગ. અં. -૩૩

-: શ્રીજી આજ્ઞા :-

શ્રીજી મહારાજેમુક્તાનંદ સ્વામીને કહ્યું જે, 'તમે પણ પોતાના સંપ્રદાય સંબંધી ને પોતાના ઈષ્ટદેવ સંબંધી જે વાણી તથા શાસ્ત્ર, તે જ દેહપર્યંત કર્યા કરજ્યો ને તમારો દેહ રહે ત્યાં સુધી તમને એ જ આજ્ઞા છે.' પછી એ જે શ્રીજી મહારાજનું વચન તેને મુક્તાનંદ સ્વામીએ અતિ આદર કરીને માથે ચડાવ્યું અને શ્રીજી મહારાજને બે હાથ જોડીને નમસ્કાર કર્યા. - ગ.મ.-૫૮

-: દાસત્વ ભક્તિ :-

એવા દાસત્વ ભક્તિવાળા તો આ જ ગોપાળાનંદ સ્વામી છે અને બીજા મુક્તાનંદસ્વામી છે. - ગ.મ.-૬૨

-: સ્વામી પર હેત :-

આ ત્રણ અંગની જે અમે વાર્તા કરી છે, તે બહુધા તો આ મુક્તાનંદ સ્વામી સારુ કરી છે અને મુક્તાનંદ સ્વામી ઉપર અમને ઘણું હેત છે ને એમને શરીરે મંદવાડ છે તે રખે કોઈ વાતની સમજણમાં ખામી રહી જાય નહિ; એમ જાણીને આ વાર્તા કરી છે.' પછી મુક્તાનંદ સ્વામીએ કહ્યું જે, 'હે મહારાજ! મેં પણ જાણ્યું છે જે, મારા સારુ જ આ વાર્તા કરી છે.' - ગ.મ.-૬૨

-: સંતનો દ્રોહ :-

ભગવાનનો તો યથાર્થ નિશ્ચય હોય તો પણ જો પંચ વિષયનો અત્યંત અભાવ ન થઇ ગયો હોય ને તેની આસક્તિ હોય ને તે વિષયનું મુક્તાનંદ સ્વામી જેવા ખંડન કરે તે તેનું માથું શસ્ત્રે કરીને મુકાવી દે એવો દ્રોહ કરે.' - લોયા-૧૭

-: મુક્તાનંદ સ્વામીની મોટ્યપ :-

'વર્તમાન પણ સુધા સારા પાળતો હોય ને નિશ્ચય સુધો હોય ને તે પાસે આપણ રહેતા હોઈએ ને આપણને ટોકે નહિ ને પંપોળીને રાખે ને જાપરો રાખે,

તો તે મુક્તાનંદ સ્વામી જેવો લોક વ્યવહારે મોટો કહેવાતો હોય તેનો પણ સંગ ન કરવો.' - લોયા-૬

મુક્તાનંદ સ્વામી જેવા હોય તે સર્વેથી સરસ વર્તમાન પાળતા હોય ને તેણે કરીને બીજા સંતને ઉદ્વેગ થાય, કેમ જે એમની બરોબર વર્તાય નહિ તે સારુ એ ગુણ યદ્યપિ મોટો છે તો પણ તેનો ત્યાગ કરીને સર્વે સંતને બરોબર વર્તવું અને બરોબર વર્તવારૂપ દોષ છે તો પણ એનું ગ્રહણ કરવું.' - લોયા-૬

ભગવાનના સંત જે મુક્તાનંદ સ્વામી જેવા મોટા હોય, તેના નામ લઈને તેની પ્રાર્થના કરવી તો ઘાટ સર્વે ટળી જાય ને નિરાંત થાય.' - લોયા-૬

'અમે સ્વામીના દર્શન થયા મોર નવ મહિના સુધી મુક્તાનંદ સ્વામીની આજ્ઞામાં રહ્યા.' - લોયા-૩

મુક્તાનંદ સ્વામી જેવા વાર્તા કરતા હોય તથા કથા વાંચતા હોય, તે વચમાં પોતે ક્યાપણ કરીને બોલવું નહિ અને જો વચમાં બોલાય જાય તો પંચવીસ માળા ફેરવવી. – લોયા-૮

-: શ્રીજી સાથે સંવાદ :-

શ્રીજી મહારાજે મુક્તાનંદ સ્વામીને પ્રશ્ન પૂછ્યો જે, 'તમારે ક્રોધ થાય છે, ત્યારે શે નિમિત્તે થાય છે? અને કેટલું નિમિત્ત હોય ત્યારે ક્રોધ થાય છે?...

... પછી મુક્તાનંદ સ્વામીએ કહ્યું જે, 'કોઈક પદાર્થને યોગે તથા કોઈકની અવળાઈ દેખાય, તેને યોગે તે ઉપર ક્રોધ થાય પણ તત્કાળ શમી જાય છે?' પછી શ્રીજી મહારાજ બોલ્યા જે, 'એવું તમારે વિચારનું બળ રહે છે, તે શાને યોગે રહે છે?' ત્યારે મુક્તાનંદ સ્વામીએ કહ્યું જે, 'એક તો ભગવાનનું માહાત્મ્ય વિચારીને એમ સમજાય છે જે, જે રીતે ભગવાનનો કુરાજીપો થાય, તે સ્વભાવ રાખવો નથી અને બીજો શુકજી ને જડભરત જેવા સંતનો માર્ગ જોઈને એમ વિચાર રહે છે જે, સાધુમાં એવો અયોગ્ય સ્વભાવ ન જોઈએ.'

પછી શ્રીજી મહારાજ બોલ્યા જે, 'કામ, ક્રોધાદિકના જોરને ટળાવે એવો જે વિચાર તે તો ગુણ થકી પર છે, તે એ તમારા જીવમાં રહ્યો છે અને એવી રીતે કામ, ક્રોધાદિક ગુણને ટળાવે એવું જે જોર છે, તે પૂર્વજન્મનો સંસ્કાર છે અને તમારું એટલું તો અમને જણાય છે, જે તમારે જે જે માયિક પદાર્થનો યોગ થાય તેની આંટીમાં પ્રથમ તો આવી જવાય પણ અંતે જતાં એના બંધનમાં રહેવાય નહિ, બંધન તોડી નીકળાય ખરું.'

પછી મુક્તાનંદ સ્વામીએ પૂછ્યું જે, 'પ્રથમ આવરણ થઈ જાય એવી કાચ્યપ રહે છે, તે શાને યોગે રહે છે?' - ગ.મ.-૨૭

શ્રીજી મહારાજે મુક્તાનંદ સ્વામીને કહ્યું જે 'અમારી નાડી જુઓ. શરીરમાં કાંઈક કસર જણાય છે.' પછી મુક્તાનંદ સ્વામીએ નાડી જોઈને કહ્યું જે, 'હે મહારાજ ! કસર તો બહુ છે.' - કારિયાણી-૧૦

મુક્તાનંદ સ્વામી એટલે વિનમ્રતા અને સરળતાની સાક્ષાત્ સંતવિભૂતિ. ભગવાન શ્રી સહજાનંદ સ્વામી જેમને ગુરુ સમાન પૂજનીય માનતા અને તેમની મર્યાદા જાળવતા એવા મુક્તાનંદસ્વામી 'સત્સંગની મા'નું મહાન બિરુદ પામેલા. સદ્‌ગુરુ રામાનંદ સ્વામીના વરિષ્ઠ શિષ્ય તરીકે લોજના આશ્રમમાં સેવા-ભક્તિ કરીને સદ્‌ગુરુનો અપાર રાજીપો મેળવ્યો તેમજ સદ્‌ગુરુ રામાનંદ સ્વામીએ નાનકડા નીલકંઠ વર્ણીને પોતાની ધર્મધુરા સોંપી ત્યારે મુક્તાનંદ સ્વામીએ ગુરુની આજ્ઞા શિરોધાર્ય કરીને સહજાનંદસ્વામીને પોતાના ગુરુ અને ઈષ્ટદેવ તરીકે ઉપાસ્યા છે. શ્રી સ્વામિનારાયણ ભગવાન સ્થાપિત સત્સંગના સેવાકાર્યમાં અત્યંત નિર્માનીભાવે જોડાઈને મુક્તાનંદ સ્વામીએ સંતજીવનનો આદર્શ સ્થાપિત કરેલો છે.

વચનામૃતમાં પાને પાને મુક્તાનંદ સ્વામી અને શ્રીજી મહારાજ વચ્ચે પ્રશ્નોત્તર થયેલા છે, જે સાધનામય જીવનના પરિપાક સમાન છે. વચનામૃતમાં સૌથી વધારે મુક્તાનંદ સ્વામીએ પ્રશ્નો પૂછ્યા છે અને શ્રીજી મહારાજે મુક્તાનંદ સ્વામીની સાધુગુણ સંપન્નતાને વચનામૃતના પાને સ્વમુખે બિરદાવી છે.

શ્રીજી મહારાજની આજ્ઞા પ્રમાણે સ્વ સંપ્રદાયને પુષ્ટ કરે એવા ગ્રંથો અને અનેક કીર્તનોની રચના કરીને સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામીએ સંપ્રદાયની મોટી સેવા કરેલી છે. ★★★

યોગીવર્ય

# ગોપાળાનંદ સ્વામી



''એવા દાસત્વ ભક્તિવાળા તો આજ ગોપાળાનંદ સ્વામી છે.'' - ગ.મ.-૬૨

''આ કીર્તન સાંભળ્યામાંથી તો અમારો આત્મા વિચારમાં જતો રહ્યો. પછી તેમાં એમ જણાયું જે, ભગવાનને વિષે જે અતિશય પ્રીતિ એ ઘણી મોટી વાત છે, પછી તો ગોપાળાનંદ સ્વામી આદિક જે ભગવાનને વિષે પ્રીતિવાળા હરિભક્ત તે સર્વે સાંભરી આવ્યા અને એ સર્વેના અંત:કરણ ને એ સર્વેના જીવ અને એમની જે ભગવાનને વિષે પ્રીતિ તે સર્વે જોયામા આવ્યા.''

- ગ.મ.-૫૬

''અહીંની મોટેરી ત્રણ બાઇઓ (જીવુબા, લાડુબા અને રાજબાઇ) તથા ગોપાળાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી, મુક્તાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, શુકમુનિ, સોમલો ખાચર, દાદો ખાચર એ તમે સર્વે જેમ હમણા આ વર્તમાનકાળે કેવા રૂડી રીતે વર્તો છો.'' - ગ.અં.-૨૪

યોગીવર્ય ગોપાળાનંદ સ્વામીનો જન્મ ઇડર પાસેના ટોડલા ગામે સંવત્ ૧૮૩૭ના મહા શુદ અષ્ટમીના રોજ થયો હતો. એમના પિતાનું નામ મોતીરામ શર્મા અને માતાનું નામ કુશલા બા હતું. તેમનું બાળપણનું નામ ખુશાલ ભટ્ટ હતું. શ્રીજી મહારાજની સાથે જ પ્રગટેલા આ મહામુક્તરાજ આપણા સત્સંગને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિસભર બનાવીને એકાંતિક ધર્મની સ્થાપના કરવામાં શ્રીજીના સહયોગી બની રહ્યા છે.

બાળપણથી જ યોગકલા, શાસ્ત્રવિદ્યા અને ચમત્કારોથી ભરપૂર જીવન વીતાવતા ખુશાલ ભટ્ટ જ્યારે શ્રીજી મહારાજને પ્રથમ વાર મળ્યા ત્યારે જ તેમનું ચિત્ત પરમાત્માના સ્વરૂપમાં આકર્ષાઇ ગયું. સત્સંગના વ્યાવહારિક કાર્યોમાં કુશળતા તેમજ અધ્યાત્મમાં પણ ઉંડાણ પ્રાપ્ત કરી ચૂકેલા આ મુક્તરાજને શ્રીજીએ દીક્ષા આપીને ગોપાળાનંદ સ્વામી નામ પાડ્યું. શ્રીહરિના પ્રાગટ્યના હેતુઓ અને તેને અનુરુપ સત્સંગ પ્રણાલિકા ઘડતરનું શ્રેષ્ઠ કાર્ય સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીએ કરેલું છે. શ્રીજીના જીવનકાળ દરમિયાન અને શ્રીજીના સ્વધામગમન બાદ સમગ્ર સત્સંગને એકસૂત્રે જોડી રાખવામાં સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીએ શાસ્ત્રરચના, સત્સંગનું બંધારણ, બન્ને દેશના આચાર્યોનું સંકલન અને ત્યાગી-ગૃહીના ધર્મો સહિત સમગ્ર સત્સંગની આચારસંહિતા નિર્માણમાં પોતાના જીવનનો મોટો ફાળો આપેલો છે. શ્રીજીના સ્વધામગમન બાદ શ્રીજી મહારાજની આજ્ઞા મુજબ સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીએ બાવીસ વર્ષ સુધી સમગ્ર સત્સંગનું સુકાન સફળતાપૂર્વક સંભાળી શ્રીજીનું સર્વોપરિપણું પ્રસ્થાપિત કરી વડતાલ ધામ ખાતે સંવત્ ૧૯૦૮ની સાલમાં વૈશાખ વદ પાંચમના રોજ આ સંત વિભૂતિ શ્રીજીની અખંડ સેવામાં બિરાજમાન થયા. ★★★

### શ્રીજીના અનન્ય ઉપાસક

# નિત્યાનંદ સ્વામી



"તેસમયમાં વચનામૃતનું પુસ્તક નિત્યાનંદ સ્વામીએ લાવીને શ્રીજી મહારાજને આપ્યું. પછી તે પુસ્તકને જોઇને બહુ રાજી થયા." - લોયા-૭

"નિત્યાનંદ સ્વામીને અમારી પ્રસન્નતા કરવી એ અંગ." - ગઢડા અં-૨૪

આપણા સંપ્રદાયના વરિષ્ઠ વિદ્વાન વિભૂતિ સદ્‌ગુરુ નિત્યાનંદ સ્વામીનું શાસ્ત્ર રચનામાં મહામોટું પ્રદાન છે. તેઓ મૂળ લખનૌ પાસે દતિયા ગામના વતની હતા. તેમના પિતાનું નામ વિષ્ણુશર્મા અને માતાનું નામ વિરજાદેવી હતું. આ પવિત્ર બ્રાહ્મણ પરિવારના ઘેર સંવત્ ૧૮૪૯ના ચૈત્ર શુદ ૯મીના દિવસે એક મહામુક્તનો જન્મ થયો. તેમનું બાળપણનું નામ દિનમણિ શર્મા હતું. બાળપણથી જ વિદ્યાભ્યાસ, શાસ્ત્રપ્રીતિ અને ભક્તિભાવનાથી ભરેલા હતા.

યજ્ઞોપવિત સંસ્કાર થયા પછી દિનમણિ શર્માએ કાશીમાં જઇને નિવાસ કર્યો. શાસ્ત્રોમાં પારંગત થયા પછી પૂર્વ સંસ્કારના બળે પરમાત્માનો સાક્ષાત્કાર કરવા માટે તીર્થયાત્રાએ નીકળી પડ્યા. ભારતના ચાર ધામની યાત્રા કરતા કરતા દ્વારિકા પહોંચ્યા. દ્વારિકાથી પાછા ફરતા તેઓ વીસનગર આવ્યા અને ત્યાં શ્રીજી મહારાજના પરમહંસો પાસેથી ભગવાન સ્વામિનારાયણના પ્રગટ મહિમાની વાતો સાંભળી. પ્રગટ પરમાત્માની વાતો સાંભળીને દિનમણિ શર્માને ભગવાનને મળવાની ઉત્સુકતા જાગી. બધાને પૂછતા પૂછતા અને શ્રીજીની શોધ કરતા તેઓ ઊંઝા ગામે પહોંચ્યા. સરોવરને કિનારે સંતમંડળની વચ્ચે શ્રીજી બિરાજ્યા હતા. દર્શનમાત્રથી દિનમણિના અંતરના પડદા ખૂલી ગયા અને ભગવાન શ્રીહરિનું શરણું સ્વીકારી પરમહંસોની પંક્તિમાં ભળવાની ઈચ્છા દર્શાવી.

દિનમણિ શર્મા શ્રીજી મહારાજ સાથે ફરતા ફરતા સૌરાષ્ટ્રના મેઘપુર ગામે પહોંચ્યા. આ ગામમાં શ્રીજી મહારાજે દિનમણિ શર્માને ભાગવતી દીક્ષા આપી અને નિત્યાનંદ સ્વામી નામ પાડ્યું. વેદાદિ શાસ્ત્રો, દર્શનશાસ્ત્રો વગેરેની શિક્ષા લઇને નિત્યાનંદ સ્વામી વિદ્વત્તાથી શોભી ઉઠ્યા. શ્રીજી મહારાજે તેમની વિદ્વત્તાને અનુરૂપ સદ્‌ગુરુની પદવી આપી અને પરમહંસ મંડળમાં અગ્રગણ્ય સ્થાન આપ્યું.

ભગવાન સ્વામિનારાયણના સર્વોપરિપણાને દૃઢ કરવા માટે જ્યારે સત્સંગિજીવન ગ્રંથની રચના થઇ રહી હતી ત્યારે બધા પરમહંસો અને હરિભક્તો વચ્ચે શ્રીજી મહારાજ સર્વ અવતારના અવતારી છે, સર્વ કારણના કારણ પુરુષોત્તમ નારાયણ છે એવો હૃદગત અભિપ્રાય નિત્યાનંદ સ્વામીએ અભિવ્યક્ત કરીને શ્રીજીનાં સ્વરૂપની સાચી ઓળખ સૌને કરાવી. સદાય ગંભીર શાંતમૂર્તિ અને શ્રીજીના અનન્ય ઉપાસક એવા સદ્‌ગુરુ નિત્યાનંદ સ્વામી સંવત્ ૧૯૦૮ના માગશર સુદ અષ્ટમીને દિવસે વરતાલ ધામમાં ભૌતિક દેહનો ત્યાગ કરી પોતાના ઈષ્ટદેવની સેવામાં અક્ષરધામમાં બિરાજ્યા. ★★★

શ્રીજીના લહીયા

# શુકાનંદ સ્વામી



''આ શુકમુનિ બહુ મોટા સાધુ છે અને જે દિવસથી અમારી પાસે રહ્યા છે તે દિવસથી એનો ચડતો ને ચડતો રંગ છે, પણ મંદ તો પડતો નથી; માટેએ તો મુક્તાનંદ સ્વામી જેવા છે.'

- કારિયાણી - ૩

'શ્રીજી મહારાજ પ્રતિદિન જેટલા દંડવત્ પ્રણામ કરતા તેથી તે દિવસે તો પોતે એક દંડવત્ પ્રણામ અધિક કર્યો.' તેને જોઈને શુકમુનિએ પૂછ્યું, 'હે મહારાજ! આજ તમે એક પ્રણામ અધિક કેમ કર્યો?''

- ગ.મ.-૪૦

ભગવાન સ્વામિનારાયણના કેટલાક પરમહંસો વિદ્યાભ્યાસ નિમિત્તે ડભાણમાં નિવાસ કરતા હતા. આ સંતોના યોગમાં એક વિપ્ર પુત્ર આવ્યા. એનું નામ જગન્નાથ હતું. સંતોના પવિત્ર આચરણથી જગન્નાથને સંતો પ્રત્યે સ્નેહ જાગ્યો. શ્રીજી મહારાજની દિવ્ય કથાઓ સાંભળીને જગન્નાથને ભગવાનના પ્રત્યક્ષ દર્શન કરવાની આતુરતા જાગી. વૈરાગ્યના વેગ વડે ગૃહત્યાગ કરીને જગન્નાથ ગઢપુર તરફ ચાલી નીકળ્યા.

શ્રીજી મહારાજ ગઢપુરમાં દાદા ખાચરના દરબારમાં બિરાજમાન હતા. પોતાના મુક્તને અંતર્યામીપણે આવતા જાણીને એકાએક સભામાં શ્રીજી બોલ્યા, 'ચાલો! ચાલો! ડભાણથી મુક્ત પધાર્યા છે.' શ્રીજીની આજ્ઞાથી સૌ પરમહંસો અને હરિભક્તો રાધાવાવના માર્ગે આગળ ચાલ્યા. ભગવાનને ભેટવા માટે ઉતાવળે પગે આવી રહેલા જગન્નાથને શ્રીજી ભેટી પડ્યા. શ્રીજીના દર્શન સ્પર્શથી જેના પૂર્વ સંસ્કાર ખીલી ઉઠયા છે એવા જગન્નાથે સંત દીક્ષા ગ્રહણ કરવાની ઈચ્છા વ્યકત કરી. શ્રીજી મહારાજે ડભાણના આ મહામુકતને મુક્તાનંદ સ્વામી પાસે વેદવિધિથી સંવત્ ૧૮૭૨ના મહા મહિનામાં ભાગવતી દીક્ષા આપી અને મુક્તાનંદ સ્વામીએ તેમનું નામ શુકાનંદ સ્વામી નામ પાડ્યું.

શુકાનંદ સ્વામી એટલે શુકમુનિ. શ્રીજીના લહીયા. શ્રીજી મહારાજની પાસે નિત્ય નિવાસ કરીને નિરંતર લેખન અને સાહિત્ય સંપાદનનું કાર્ય કરતા. શ્રીજીના ઉપદેશો, પત્રો તેમજ અન્ય સંપ્રદાયના શાસ્ત્રોનાં મૂળ લખાણો તેમજ સાંપ્રદાયિક બંધારણના ખરડાઓ શુકાનંદ સ્વામી સ્વહસ્તે તૈયાર કરતા. શ્રીજીનો સત્સંગ સાથેનો પત્રવ્યવહાર પણ તેઓ જ સંભાળતા. આ રીતે શુકાનંદ સ્વામી શ્રીજીના અંગત સચિવ બની ગયા હતા. સુંદર અને સ્વચ્છ અક્ષરો, ગુજરાતી તેમજ સંસ્કૃત શાસ્ત્રોનું શુદ્ધ જ્ઞાન હોવાથી શુકમુનિ શ્રીજીના અને સમગ્ર સત્સંગના પ્યારા બની ગયા હતા.

વચનામૃત સંપાદનમાં શુકમુનિનો મહત્વનો ફાળો છે. તદુપરાંત સંસ્કૃત અને પ્રાકૃત શાસ્ત્રોની રચના પણ તેમણે કરેલી છે. શ્રીજી મહારાજથી સત્તર વર્ષ ઉંમરમાં નાના એવા શુકમુનિની પ્રકૃતિ ખૂબ નાજુક હતી. સંવત્ ૧૯૨૫ના માગશર વદી પાંચમના રોજ વરતાલમાં દેહત્યાગ કરીને શ્રીજીની અખંડ સેવામાં બિરાજ્યા. ★★★

## પ્રેમસખી

# પ્રેમાનંદ સ્વામી



"સાધુ પ્રેમાનંદ સ્વામી, ભગવાનના ધ્યાનમાં અંગની ગરબીઓ જે, 'વંદુ સહજાનંદ રસરૂપ અનુપમ સારને રે લોલ' એ ગાવતા હતા. પછી જ્યારે ગાઈ રહ્યા ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે, 'બહુ સારા કીર્તન ગાયા, આ કીર્તનને સાંભળીને તો અમારા મનમાં એમ વિચાર થયો જે, આવી રીતે એને ભગવાનની મૂર્તિનું ચિંતવન છે, માટે એ સાધુને તો ઉઠીને સાષ્ટાંગ દંડવત્ કરીએ.... અને જેને એ કીર્તનમાં કહ્યું એવી રીતનું ચિંતવન થતું હોય તે તો કાળ, કર્મ ને માયાના પાશ થકી મૂકાયો છે અને જેને ઘેર એવા પુરુષે જન્મ ધર્યો તેના મા-બાપ પણ કૃતાર્થ થયા જાણવા."

– ગ.મ.-૪૮

શ્રીજી મહારાજે જેમને પ્રેમસખીનું બિરુદ આપીને નવાજ્યા છે એવા પ્રેમસખી પ્રેમાનંદ સ્વામીના પૂર્વાશ્રમની પૂરી માહિતી ઉપલબ્ધ નથી. છતાં પણ તેઓ ઉત્તમ કુળમાં જન્મ્યા હોય અને કોઈ પિંજારા જ્ઞાતિમાં એમનો ઉછેર થયો હોય એવી પરંપરિત વાતો સંભળાય છે. એક વખત પિંજારા પાલક પિતા જેતપુર ગયા ત્યારે તેમની સાથે આ પુત્રને પણ સાથે લઈ ગયા. જેતપુરમાં ઉન્નડ ખાચરના દરબારમાં સદ્‌ગુરુ રામાનંદ સ્વામી સહજાનંદ સ્વામીને ધર્મધુરા સોંપીને મોટો ઉત્સવ કરી રહ્યા હતા. ઉત્સવ માણીને થાકી ગયેલો આ કિશોર દરબારગઢના પગથિયાં પાસે સુતો હતો ત્યારે સ્વયં શ્રીજીએ તેના મસ્તક ઉપર હાથ ફેરવીને ઉઠાડ્યો અને તેના પૂર્વ સંસ્કાર જાગૃત થયા.

ત્યારબાદ આ કિશોરે ઉજ્જૈન નગરીમાં જઈ અને સંગીતનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. એક સેવક તરીકે સેવા કરીને સંગીત શીખ્યા અને થોડાં વર્ષો બાદ શ્રીજી મહારાજને શોધતા શોધતા ગઢપુર પધાર્યા. શ્રીજી મહારાજે સંવત્ ૧૮૭૦માં તેને ભાગવતી દીક્ષા આપી નિજબોધાનંદ સ્વામી નામ પાડ્યું.

એક વખત શ્રીજીની મૂર્તિનું રસિક વર્ણન કરી રહેલા નિજબોધાનંદ સ્વામી કીર્તનમાં પ્રાસ ન મળતાં અટકી ગયા ત્યારે શ્રીજી મહારાજે સ્વયં કહ્યું કે તમે તો પ્રેમમૂર્તિ છો તેથી આજથી તમારું નામ પ્રેમાનંદ રાખો. પ્રેમલક્ષણા ભક્તિથી પ્રસન્ન થઈને શ્રીજી મહારાજે એમને પ્રેમસખી તરીકે પણ બિરદાવ્યા.

પ્રેમાનંદ સ્વામીએ અનેક ભક્તિપદોની રચના કરી છે. એમની ભક્તિ અને કાવ્યશક્તિની શ્રીજી મહારાજ બહુ કદર કરતા. શ્રીજી મહારાજ પાસે ભારતવર્ષમાંથી ગવૈયાઓ આવતા ત્યારે પ્રેમાનંદ સ્વામીનું ગાવણું સાંભળીને દિગ્મૂઢ થઈ જતા. શાસ્ત્રીય રાગો અને ભક્તિ ભરેલા કંઠથી ગવાયેલા એમના કીર્તનો આજે પણ સત્સંગમાં અત્યંત ભાવથી ગવાય છે. સંવત્ ૧૯૧૧, માગશર સુદ એકમને દિવસે શ્રીજીના વિરહના પદોનું ગાન કરતા કરતા પ્રેમાનંદ સ્વામી શ્રીજી સમીપે પહોંચી ગયા. ★★★

''આ દાદા ખાચરને થોડું જ આપાત્કાળ જેવું આવ્યું હતું, તેમાં પણ જેનું અંતઃકરણ જેવું હશે તેવું સૌને જણાણું હશે.'

- ગ. પ્ર. ૭૪

'જેમ દાદા ખાચરના ઘરના માણસોને અમને રાખવાનો સ્વાર્થ છે, તો અમને જે પ્રકૃતિ ન ગમે તે રાખતા નથી.' - ગ. અં. ૨૪

'દાદા ખાચરને વિશ્વાસનું અંગ' - ગ. અં. ૨૪

'અહીંની મોટેરી ત્રણ બાઈઓ તથા ગોપાળાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી, મુક્તાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, શુકમુનિ, સોમલો ખાચર, દાદો ખાચર એ તમે સર્વે જેમ હમણાં આ વર્તમાનકાળે કેવા રુડી રીતે વર્તો છો.''

- ગ. અં. ૨૪



## શ્રીજી અને પરમહંસોના પ્યારા ભક્તરાજ શ્રી દાદા ખાચર

દાદાનો દરબારગઢ એટલે શ્રીજી મહારાજનું અક્ષરધામ. વચનામૃતના પાને પાને ગઢડા, દાદા ખાચર અને નિમ્બવૃક્ષ સાથે શ્રીજી મહારાજ અને પરમહંસોનું તાદાત્મ્ય પ્રસિદ્ધ છે. આ દાદા ખાચર ગઢડાના ગામધણી એભલ ખાચરના પુત્ર હતા. તેમની માતાનું નામ સોમાદેવી હતું. સંવત્ ૧૮૫૭ના પોષ વદી-૬ના પવિત્ર દિવસે દાદાનો જન્મ થયો. તેમનું નામ ઉત્તમ પાડવામાં આવેલું. એકના એક લાડીલા પુત્ર હોવાથી સૌ તેમને વહાલથી દાદા કહીને બોલાવતા. તેથી તેઓ દાદા ખાચર તરીકે વિશેષ પ્રખ્યાતિ પામેલા છે.

એભલ ખાચર રામાનંદ સ્વામીના શિષ્ય હતા. કારિયાણી ગામના માંચા ખાચર સાથે તેમને પરિવાર જેવો સંબંધ હતો. ભગવાન સહજાનંદ સ્વામી જ્યારે સૌ પ્રથમ કારિયાણી પધાર્યા ત્યારે માંચા ખાચરે ગઢપુર નિવાસી એભલ ખાચરના પરિવારને કારિયાણી આવવા આમંત્રણ આપેલું. ત્યારબાદ શ્રીજી મહારાજ એભલ પરિવારના આગ્રહથી ગઢડામાં પધાર્યા અને અનેક ચરિત્રો કરીને આ પરિવારને ભક્તિનું વરદાન આપ્યું.

એભલ ખાચરે પોતાનો સમગ્ર પરિવાર શ્રીજી મહારાજને સમર્પિત કર્યો. દાદા ખાચર અને તેમની બન્ને બહેનો લાડુબા અને જીવુબા એની ભક્તિને વશ થઈને શ્રીજી મહારાજ દાદાના દરબારને જ પોતાનું ઘર માનીને ત્રીસ વર્ષ સુધી રહ્યા હતા. દાદા ખાચર અને બન્ને બહેનોએ દરબારગઢની તમામ મિલકત શ્રીજી મહારાજને સમર્પિત કરી અને શ્રીજીની આજ્ઞા પ્રમાણે જ જીવન વીતાવ્યું.

શ્રીજીની મરજી મુજબ દાદા ખાચર મહારાજની ખૂબ સેવા કરતા. ક્યારેક આ પરિવારની શ્રીજી કસોટી પણ કરતા. પરંતુ દરેક વખતે દાદા ખાચરના સમર્પણભાવ અને ભક્તિભાવને વશ થઈને શ્રીજી મહારાજ એમને વશ વર્તતા. દાદા ખાચરના દરબારમાં જે ઉતારામાં શ્રીજી મહારાજ રહેતા એ અક્ષર ઓરડી તરીકે ઓળખાય છે. સમગ્ર દરબારગઢ મહાપ્રસાદીભૂત ગણાય છે. આ દાદાના દરબારમાં જ શ્રીજી મહારાજે વિશાળ મંદિર નિર્માણ કરેલું છે જેમાં સ્વયં શ્રીજી ગોપીનાથજી મહારાજ સ્વરૂપે બિરાજમાન થઈને આ ગઢપુર ધામમાં અખંડ નિવાસ કરી રહ્યા છે.

સંવત્ ૧૯૦૯માં મહારાજનું અખંડ સ્મરણ કરતા દાદા ખાચર અક્ષરવાસી થયા. ★★★

"સાચા ભગવાનના ભક્ત હોય તે ઘણા હોય નહિ. યથાર્થ ભગવાનના ભક્ત તો કારિયાણી ગામમાં માંચા ભક્ત હતા. તે સત્સંગ થયા મોર માર્ગીનાં પંથમાં હતા તો પણ નિષ્કામી વર્તમાનમાં ફેર પડ્યો નહિ અને પોતે બાળ બ્રહ્મચારી રહ્યા અને કોઈક કિમિયાવાળો પોતાના ઘેર આવીને ઉતર્યો હતો તેણે ત્રાંબામાંથી રૂપું કરી દેખાડ્યું ને પછી એ ભક્તને કહ્યું જે, 'તમે સદાવ્રતી છો; માટે તમને આ બુટી બતાવીને રૂપું કરતા શીખવું. પછી એ ભક્તે લાકડી લઈને તેને ગામ બહાર કાઢી મૂક્યો અને તેને એમ કહ્યુ જે, અમારે તો ભગવાન વિના બીજા પદાર્થની ઈચ્છા નથી.' પછી એ ભક્તને સત્સંગ થયો ત્યારે ભગવાનના એકાંતિક ભક્ત થયા."

– ગ. મ. ૩૮

નિષ્કામ વ્રતધારી

# માંચા ભક્ત

કારિયાણી ગામના કાઠી દરબાર માંચા ખાચર પૂર્વ જન્મના સંસ્કારી અને મહાન દૈવી આત્મા હતા. ધર્મ-નિયમોનું દૃઢપણે પાલન કરતા અને સદ્‌ગુરુની શોધમાં બધે ફરતા રહેતા. તેમના બાપ-દાદા માર્ગી પંથ (વામમાર્ગી)ના અનુયાયી હતા. આ પંથમાં માંચા ખાચરે અનેક ભ્રષ્ટાચાર જોયા હતા. તો પણ પોતાને અખંડ બ્રહ્મચર્ય પાળવાની લગની લાગી હતી. એ સમયમાં માંચા ખાચરને સદ્‌ગુરુ રામાનંદ સ્વામીનો યોગ થયો અને માંચા ખાચર રામાનંદ સ્વામીના શિષ્ય થયા. જ્યારે ભગવાન સહજાનંદ સ્વામીએ રામાનંદ સ્વામીની ધર્મ ધુરા સંભાળી ત્યારે તેમના પ્રગટ પ્રતાપ અને સમાધિ પ્રકરણથી માંચા ખાચર ખૂબ જ પ્રભાવિત થયા અને વારંવાર શ્રીજી મહારાજના દર્શન કરવા માટે માંગરોળ, સરધાર વગેરે ધામોમાં જવા લાગ્યા. શ્રીજીનો દૃઢ નિશ્ચય થવાથી માંચા ખાચરે ભગવાન શ્રીહરિને પોતાના ગામ કારિયાણી પધારવા માટે વિનંતી કરી. ભક્ત માંચા ખાચરની લાગણીને વશ થઈ ભગવાન શ્રીહરિ કારિયાણી પધાર્યા. ભક્તના આગ્રહથી કારિયાણીમાં કાર્તિક સુદ પૂર્ણિમાનો મહોત્સવ કર્યો. એ સમયે પોતાના મિત્ર ગઢડાના ગરાસદાર એભલ ખાચર અને તેના પરિવારજનોને પણ બોલાવ્યા હતા. એભલ ખાચરે પણ શ્રીજીનો પ્રતાપ નિહાળી પોતાના ગામ ગઢડામાં શ્રીજીને પધરાવવા વિનંતી કરી. આ રીતે શ્રીજી મહારાજ પ્રથમવાર પાંચાળ દેશમાં પધાર્યા તેમાં માંચા ખાચર નિમિત્ત બન્યા હતા. શ્રીજી અને સંતોના યોગમાં આવ્યા પછી એક સાચા એકાંતિક ભક્ત તરીકેનું જીવન જીવતા રહીને માંચા ખાચર ખરા અર્થમાં ભગવાનના પ્રીતિપાત્ર બન્યા હતા.

શ્રીજી મહારાજ આવા સાચા ભક્તોની પરીક્ષા કરવા એક વખત અઢાર મોટા મોટા સદ્‌ગ્રહસ્થોને ભગવાં કપડાં પહેરી સાધુ થઈ ભૂજ આવવા માટે પત્ર લખે છે. આ પત્રમાં સૌથી પહેલું નામ માંચા ખાચરનું હતું. શ્રીજીનો પત્ર વાંચી તત્કાળ ભગવાં વસ્ત્ર પહેરી માંચા ખાચર શ્રીજીને મળવા ચાલી નીકળ્યા. આવા શ્રીજી આજ્ઞાના અખંડ ધારક માંચા ખાચર છેલ્લી ઉંમરમાં ફરીવાર સાધુ દીક્ષા ગ્રહણ કરી અચિંત્યાનંદ સ્વામી નામ ધારણ કરી પરમહંસો સાથે રહ્યા હતા. ★★★

"ઝીણોભાઇ તો આજ બહુ દિલગીર થયા અને એમ બોલ્યા જે, જ્યારે મહારાજ અમારે ઘેર આવ્યા નહિ ત્યારે અમારે પણ ઘરમાં રહ્યાનું શું કામછે. - લોયા-૪

જ્ઞાનના અંગવાળા તો ઝીણોભાઈ, દેવરામ અને પ્રભાશંકર છે. - ગ.અં.-૧

આ કીર્તનને વિષે હરિજનનું અંગ કહ્યું છે એવું તો ઝીણાભાઈનું અંગ છે. - ગ. અં.૨૨

ઠાકોર ઝીણાભાઈને એમ જે ભગવાન વિના બીજા પદાર્થમાં રખે મારું અંગ બંધાય જાય નહિ." - ગ. અં-૨૪

## પ્રેમી અને જ્ઞાની ભક્ત
# ઝીણાભાઈ



સોરઠ ભૂમિમાં નાનકડું પંચાળા ગામ આવેલું છે. સિદ્ધરાજ જયસિંહના વંશજ સોલંકી વાઘેલા રજપૂત ઠાકોર મનુભાના કુમાર એ જ ઝીણાભાઈ. એમનું બીજું નામ હેમંતસિંહ દરબાર હતું. સંવત્ ૧૮૪૮માં એમનો જન્મ થયો. સદ્ગુરુ રામાનંદ સ્વામી નીલકંઠ વર્ણીને સાથે લઇને સૌપ્રથમવાર પંચાળા પધાર્યા ત્યારે બાળક ઝીણાભાઈને આશીર્વાદ આપેલા.

રામાનંદ સ્વામીના સ્વધામગમન બાદ શ્રીજીની અદ્ભૂત લીલાઓ શ્રવણ કરીને ઝીણાભાઈને શ્રીજી મહારાજ પ્રત્યે અત્યંત ભાવ થયો. પોતે એક પરગણાંના રાજવી હોવા છતાં સત્સંગ પ્રત્યે નિષ્ઠા થવાથી અંતરમાંથી પંચવિષયનો અભાવ થઇ ગયો. એમની સાથે એમના માતુશ્રી ગંગાબા અને બહેન અદિબા પણ શ્રીજીના અનન્ય ભક્ત બની રહ્યાં.

શ્રીજી મહારાજ અને પરમહંસોનો સદાય સત્સંગ કરવા માટે તેઓ ગઢપુરમાં આવીને નિવાસ કરતા. એક વખત ઝીણાભાઈએ શ્રીજી મહારાજ અને સંતો-હરિભક્તોને પંચાળા પધારવા પ્રાર્થના કરી. ઝીણાભાઈની પ્રાર્થના સાંભળીને શ્રીજી સંતો સહિત પંચાળા જવા નીકળ્યા. રસ્તામાં ઝીણાભાઈ પોતાના કુટુંબીજનો અદિબા વગેરેને મળ્યા. મહારાજને ખબર પડી તેથી મહારાજ ઉદાસ થઇને પાછા વળી ગયા. ઝીણાભાઈ ઘણું કરગર્યા પણ મહારાજ માન્યા નહીં અને ઝીણાભાઈને પોતાના ઇષ્ટદેવની મરજી મુજબ વર્તવાનો પાઠ શીખવ્યો. જ્યારે ઝીણાભાઈ શ્રીજીને પંચાળા પધારવા આજીજી કરીને ઉદાસ થઇ જતા ત્યારે શ્રીજી તેને સમજાવતા કહે 'રીસાઇને ભક્તિ કરે એ ભક્તિ અંતે નભવાની નહિ'.

ઝીણાભાઈનો અતિ ભાવ જોઇને સંવત્ ૧૮૭૯માં શ્રીજી મહારાજ પંચાળા પધાર્યા અને ફૂલદોલનો મહોત્સવ ઉજવ્યો. શરદપૂર્ણિમાની રાત્રે પણ મહારાજ ભક્તમંડળી સાથે ગામ બહાર વિશાળ ચોકમાં પરમહંસો અને હરિભક્તો સાથે રાસ રમેલા છે. શ્રીજી પ્રત્યે અનન્ય નિષ્ઠા, સંતો-હરિભક્તો પ્રત્યે આત્મબુદ્ધિ અને સત્સંગને શરણે સર્વસ્વ સમર્પિત કરી દેનારા આ ભક્તરાજે જ્યારે ભૌતિક દેહનો ત્યાગ કર્યો (સંવત્ ૧૮૮૩, મહાવદ-૧૦, જૂનાગઢ) ત્યારે સ્વયં શ્રીજી મહારાજે ઝીણાભાઈની પાલખી ઉપાડી અને એની ભક્તિભાવનાને બીરદાવી હતી. ★★★

"જેમ ધર્મપુરમાં કુશળકુંવર બાઈ હતા તે અમારા દર્શન કરતા જતા અને દૃષ્ટિ પલટાવીને મૂર્તિને અંતરમાં ઉતારતા તેમ દર્શન તો મને યુક્ત દૃષ્ટિએ એકાગ્ર રાખીને કરવા.પણ જેમ બીજા દર્શન કરે છે તેમ ન કરવા." - સારંગપુર-૨

# કુશળ કુંવરબાઈ

**શ્રીહરિ દર્શનના પ્યાસી**

કુશળ કુંવરબાઇ ધરમપુરના મહારાણી હતાં. આ ધરમપુર વલસાડ જિલ્લામાં આવેલું છે. શ્રીજી મહારાજના પરમહંસો સમગ્ર ગુજરાતમાં ફરતા ત્યારે મુક્તાનંદ સ્વામી એક વખત ધરમપુર પધાર્યા. સંતવર્યના મુખેથી કથાવાર્તા સાંભળીને કુશળ કુંવરબાઇનો સત્સંગ થયો અને શ્રીજી મહારાજના દર્શન કરવાની તાલાવેલી જાગી તેથી શ્રીજીમહારાજને ધરમપુર પધારવા આ મહારાણીએ પત્ર મોકલ્યો અને એ પત્ર સાથે પોતાના હાથે ડાંગરના એક એક દાણાને ફોલીને ચોખાની પોટલી મહારાજને ભેટમાં મોકલી.



શ્રીજીએ સભામાં આ પત્ર અને પોટલી ખોલ્યા તો પત્રમાંથી ભક્તિભાવ નીતરતો હતો અને ચોખા ખરેખર સ્વચ્છ અને જરા પણ તૂટ્યા વિનાના અખંડ હતા. શ્રીજી મહારાજે કુશળ કુંવરબાઇનો ભક્તિભાવ અને નિર્મળતા જોઇને તેનું નિમંત્રણ સ્વીકાર્યું અને પરમહંસો સાથે ધરમપુર પધાર્યા.

કુશળ કુંવરબાઇના હરખનો પાર ન રહ્યો. ધામધૂમથી શ્રીજીને પોતાના રાજમાં પધરાવ્યા. મહારાજ પણ ધરમપુરમાં રોકાયા અને વસંત પંચમીનો ઉત્સવ કર્યો.

કુશળ કુંવરબાઇનું ચિત્ત મહારાજની મૂર્તિમાં ખેંચાઇ ગયું એટલે જ્યારે મહારાજ ધરમપુરથી ગઢપુર જવા તૈયાર થયા ત્યારે કુશળ કુંવરબાઇ કહે, 'મહારાજ! હવે તમે અહીં જ રહો. આ રાજપાટ તમારું. અમે તમારા સેવક અને તમે અમારા માલિક.'

શ્રીજી હસી પડ્યા અને કુશળ કુંવરબાઇને કહ્યું, 'અમે જીવોના કલ્યાણ કરવા આવ્યા છીએ, રાજ કરવા નહીં. તમારે પણ અમારી સમીપ રહેવું હોય તો આ રાજસુખની વાસના છોડો અને અમારી મૂર્તિનું ચિંતવન કરો તો અખંડ સુખ પામશો.'

બસ! કુશળ કુંવરબાઇને કાળજે શ્રીજીના વચનો ચોંટી ગયાં. શ્રીજી મહારાજે ધરમપુરથી વિદાય લીધી અને કુશળ કુંવરબાઇએ રાજકાજમાંથી ચિત્ત ખેંચી લીધું. અન્ન-જળનો ત્યાગ કરીને શ્રીજીની મૂર્તિમાં મન પરોવી દીધું. શ્રીજીનું અખંડ ચિંતવન કરતા કુશળ કુંવરબાઇ થોડા દિવસોમાં શ્રીજી મહારાજના ધામમાં વિરાજી ગયા.

આ રાજરાણીની ભક્તિભાવના અને દર્શન કરવાની રીતની પ્રશંસા કરીને શ્રીજી મહારાજે વચનામૃતમાં તેનો ઉલ્લેખ કર્યો છે. ધન્ય છે ભગવાન શ્રીહરિને અને ધન્ય છે કુશળ કુંવરબાઇને. ★★★

''જેમ ઉકાખાચરને સંતની સેવા કરવાનુ વ્યસન પડ્યુ છે તેવી રીતે ભગવાન તથા ભગવાનના સંત તેની સેવા કર્યાનું જેને વ્યસન પડે ને તે વિના એક ક્ષણ માત્ર પણ રહેવાય નહિ, તો એના અંતઃકરણની જે મલિન વાસના તે સર્વે નાશ પામી જાય છે.''

– ગ.મ.૨૫

# સેવા ધર્મના આદર્શ ભક્ત ઉકા ખાચર



શ્રીજી મહારાજના યોગમાં આવીને કાઠી-દરબારો સેવક બની ગયા. પોતે કેટલાય ગામના ગરાસદાર હોય, ઘેર નોકર-ચાકર હોય, ગામગરાસની બેઠી કમાણી હોય, તો પણ શ્રીજી મહારાજ અને સંતોની આગળ સેવક બનીને સેવા કરે, સેવા પણ નાનામાં નાની હોય તેવી સેવા કરે અને 'નીચી ટેલ મળે તો માને ભાગ્ય' એવા મહિમાવાળા આ કાઠી દરબારોમાં એક ઉકા ખાચર નામના ગરાસદાર હતા. સત્સંગના યોગમાં આવ્યા પહેલાં તો દારૂ, માંસ, ચલમ, હોકા, કસુંબાના ભારે વ્યસની હતા, પરંતુ શ્રીજી મહારાજના સંતોના સંગથી આ કાઠી દરબાર આખા બદલાઇ ગયા. બધા વ્યસનો ગયા અને ફેલ ફતૂરથી મુક્ત થયા. શ્રીજી મહારાજની આજ્ઞા પ્રમાણે સદાચારી જીવન જીવવા લાગ્યા. મુખેથી સ્વામિનારાયણ... સ્વામિનારાયણ... ભજન કરે. ગળામાં કંઠી ધારણ કરી હોય, હાથમાં તુલસીની માળા હોય અને ભજન ચાલુ હોય, તો પણ પૂર્વના સંસ્કારોની અસર ચિત્તમાંથી ભૂસાતી નથી તેથી એક દિવસ આ નિખાલસ ભક્ત ઉકા ખાચરે શ્રીજીના ચરણોમાં વંદન કરીને પૂછી લીધું –

'હે મહારાજ! તમારી આજ્ઞા પ્રમાણે બધા નિયમો પાળી તમારું ભજન કરું છું, પણ ચિત્ત હજુ તમારા સ્વરૂપમાં ચોંટતું નથી, જગતના સંકલ્પ, વિકલ્પ થયા કરે છે!!! કાંઇક ઉપાય બતાવો.'

શ્રીજી થોડું મર્માળુ હસ્યા અને બોલ્યા, 'આ પૂર્વના કરેલા કર્મો તમને છોડતા નથી, હવે આ ભજન સાથે સેવા કરો. સંતો-હરિભક્તોની નીચી ટહેલ કરો અને નિર્માની ભાવે બધાની સેવા કરતા કરતા તમારા બધા કુસંસ્કારો ધોવાઇ જશે.'

ઉકા ખાચરના અંતરમાં શ્રીજી મહારાજના શબ્દો અસર કરી ગયા અને તે દિવસથી ઉકા ખાચર અને તેમના ધર્મપત્ની ગઢપુરમાં બધાની સેવા કરવા લાગ્યા.

દાદા ખાચરના દરબારમાં એક વખત કૂતરું બગાડી ગયું. બધા એ તરફ જોઇને સુગાઇને ચાલતા હતા ત્યારે ઉકા ખાચર આવ્યા અને તેમણે તરત એ બગડેલી જગ્યા સાફ કરી, ઘેલામાં ફરી વાર સ્નાન કરી અને સભામાં આવીને પાછળ બેસી ગયા ત્યારે શ્રીજી બોલ્યા, હવે ઘરધણી આવ્યા. આટલો ઉચ્ચ સેવાભાવ એ જ ઉકા ખાચરની ભક્તિ.

વચનામૃતમાં ઉકા ખાચરની સેવા-ભક્તિની નોંધ લઇને શ્રીજી મહારાજે આવી સેવા-ભક્તિને વાસના નિર્મૂળ કરવાનું મોટું સાધન બતાવેલુંછે. ★★★

# સમાચાર દર્શન

## કિડની નિદાન કેમ્પ (રબારીકા)

તા. ૨૪ માર્ચ,૨૦૧૧ ના રોજ પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની પ્રેરણાથી ગાંધીવાદી કાર્યકર શ્રી નાગરદાસ ગાંધીની પુણ્યસ્મૃતિમાં, રાજકોટની બી.ટી. સવાણી હોસ્પિટલ, ઈફકો કિશાન સેવા ટ્રસ્ટ-ન્યુ દિલ્હી તથા રબારીકા જૂથ સેવા સહકારી મંડળીના સહયોગથી ખાંભા તાલુકાના રબારીકા ગામે કિડનીના દર્દીઓનો નિદાન કેમ્પ યોજાયો હતો. આ કેમ્પમાં ૪૫૦થી વધુ દર્દીઓએ ભાગ લીધો હતો. કેમ્પનું ઉદ્‌ઘાટન પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા જૂનાગઢના શ્રી દેવપ્રસાદદાસજી સ્વામી, ડી.એસ.પી. શ્રી આર.ડી. ઝાલા સાહેબ તેમજ ડૉક્ટરોના હસ્તે દીપપ્રાગટ્ય કરી કરાયું હતું. આ કેમ્પનું સંપૂર્ણ આયોજન ખાંભા તાલુકાના પ્રમુખ શ્રી પ્રેમજીભાઈ સેંજળીયા, તાલુકા પંચાયતના સભ્યો તથા ગામના સૌ ભાઈ બહેનોએ કર્યું હતું. આ કેમ્પમાં ડૉ. હરેશભાઈ ઠુમર, ડૉ. તુષાર ગાંધી, ડૉ. કમલેશ છાંટબાર, ડૉ. અંજના છાંટબાર, ડૉ. કિરીટ ભટ્ટ, ડૉ. કે. કે. બોરીસાગર તથા ડૉ. ડાહ્યાભાઈ વગેરે ડૉક્ટરોએ સેવા બજાવી હતી. ★★★

*******************************************************************************

## સંતવાણી કાર્યક્રમ(માધાપર, કચ્છ)

તા. ૨ એપ્રિલ,૨૦૧૧ના રોજ માધાપર કચ્છ ખાતે સ્વ. રવજીભાઈ ગોવિંદભાઈ પિંડોળીયાની પુણ્યતિથિ નિમિત્તે તથા ગાયોના ચારા અને શ્રી નવચેતન અંધજન મંડળના વિકલાંગ બાળકોના લાભાર્થે ભવ્ય સંતવાણીનું આયોજન કરવામાં આવ્યું. આ કાર્યક્રમમાં મુખ્ય મહેમાન તરીકે પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ હાજર રહી સૌને પ્રેરણા પુરી પાડી હતી. ઉપરાંત આ કાર્યક્રમમાં સુપ્રસિદ્ધ કલાકાર શ્રી નિરંજનભાઈ પંડ્યા, શ્રી વિક્રમભાઈ ગઢવી તથા અન્ય કલાકારોએ ભજનોનું ગાન કરી સૌને રસતરબોળ કર્યા હતા. આ કાર્યક્રમનું આયોજન શ્રી ધનજીભાઈ રવજીભાઈ પિંડોળીયા પરિવાર દ્વારા થયું હતું. ★★★

*******************************************************************************

## શ્રી કષ્ટભંજન દેવ મહોત્સવ (સાળંગપુર)

તા. ૫ થી ૧૧ એપ્રિલ, ૨૦૧૧ દરમિયાન સાળંગપુર ખાતે શ્રી કષ્ટભંજન દેવના નૂતન મંદિર તેમજ ભગવાન શ્રી સ્વામિનારાયણના નૂતન મંદિર ઉદ્‌ઘાટન પ્રસંગે પ. પૂ. આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજની અધ્યક્ષતામાં શ્રી કષ્ટભંજન દેવ મહોત્સવ વિવિધ આયોજનોથી ભરપૂર ખૂબ જ ધામધૂમથી ઉજવાયો હતો. આ મહોત્સવના પ્રારંભે અખંડ હનુમાન ચાલીસાના પાઠનો પ્રારંભ પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના હસ્ત થયો હતો. આ મહોત્સવ અંતર્ગત સંપ્રદાયના વક્તાશ્રીઓના મુખે વ્યાખ્યાનમાળાનું આયોજન કરવામાં આવ્યું હતું જેમાં પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ હનુમાનજી વિષે વ્યાખ્યાન આપી સહુને પ્રસન્ન કર્યા હતા. ★★★

*******************************************************************************

## રામનવમી – શ્રીહરિ પ્રાગટ્યોત્સવ

ભગવાન શ્રી સ્વામિનારાયણ તેમજ ભગવાન શ્રી રામચંદ્રજીનો પ્રાગટ્યોત્સવ તા. ૧૨ એપ્રિલ, ૨૦૧૧ના રોજ ધામધૂમથી ઉજવાયો. આજનો આખો દિવસ જાણે ભક્તિનું પૂર આવ્યું હોય તેમ ભક્તિસભર વીત્યો. વહેલી સવારથી જ અનેક ભક્તજનોએ પધારી શ્રી નીલકંઠ વર્ણીનો દૂધથી અભિષેક કર્યો. આજના પવિત્ર દિવસે શ્રી ઘનશ્યામમહારાજનું રાજોપચાર પૂજન થયું જેમાં વેદગાન, પુરાણગાન, શાસ્ત્રસેવા, સંગીતવાદન અને નૃત્યો દ્વારા ભગવાનની પૂજા થઇ. રાજોપચાર પૂજનની આરતી ઉતારવા પ. પૂ. અખંડ ભગવદ્ પરાયણ જોગીસ્વામી પધારતાં સૌ ભક્તજનો ધન્યભાગી બન્યા. પૂજન બાદ શ્રી ઘનશ્યામમહારાજને ફલકૂટ ધરાવવામાં આવ્યા તથા ભગવાન શ્રી રામચંદ્રજીનો પ્રાગટ્યોત્સવ ઉજવાયો. રાત્રે શ્રી ઘનશ્યામમહારાજનો પ્રાગટ્યોત્સવ ઉજવવા સૌ ભક્તો એકઠા થયા. ગુરુકુલના ગવૈયા મંડળે શ્રીહરિ પ્રાગટ્યોત્સવનાં કીર્તનોનું ગાન કર્યું. વિદ્યાર્થીઓનું નૃત્ય, ભક્તજનોનો જયનાદ અને વિવિધ વાદ્યોના અવાજો દ્વારા શ્રીહરિ પ્રાગટ્યની આરતી થઇ. પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી અને પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીના આશીર્વાદ તેમજ પ્રસાદ લઇ સૌ ભક્તજનો છૂટા પડ્યા. આ પ્રસંગે ભાજપના વરિષ્ઠ નેતા પુરુષોત્તમભાઈ રૂપાલા પ્રાગટ્યોત્સવના દર્શન કરવા ઉપસ્થિત રહ્યા હતા તથા નાનુભાઈ ભરાડના પુસ્તક 'કવિતાની ક્યારી'નું વિમોચન કર્યું હતું. ★★★

## 'ઈઝરાયેલ ધર્મયાત્રા' ગ્રંથનું વિમોચન

પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી દ્વારા લિખિત 'ઇઝરાયેલ ધર્મયાત્રા' નામના ગ્રંથનું વિમોચન ઇમેજ પબ્લીકેશન દ્વારા મુંબઇ ખાતે ભારતીય વિદ્યાભવન ખાતે થયું. આ ગ્રંથનું વિમોચન ચાણક્ય સિરીયલના નિર્માતા તેમજ ચાણક્યનો ઐતિહાસિક રોલ અદા કરનાર ડો. ચંદ્રપ્રકાશ દ્વિવેદીના હસ્તે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે શ્રી સુરેશભાઇ દલાલ, શ્રી નવીનભાઇ દવે, શ્રી ઉત્પલ ભાયાણી, શ્રી ગોપાલ દવે વગેરે મહાનુભાવો તેમજ શ્રી પુરુષોત્તમઉપાધ્યાય, શ્રી પાર્થિવ ગોહીલ, શ્રી આલાપ દેસાઇ, શ્રી અંકિત ત્રિવેદી જેવા સુપ્રસિદ્ધ કલાકારો ઉપસ્થિત રહ્યા હતા.

આ પ્રસંગે સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી સુરેશભાઈ દલાલે પુસ્તક અને લેખકની પ્રશંસા કરતા જણાવ્યું હતું કે પૂ. માધવપ્રિયદાસજી સ્વામીને વ્યક્તિગત રીતે હું ઘણા વર્ષોથી ઓળખું છું. એમનાં પ્રવચનો સાંભળ્યાં છે. એમની વાણીનો વહેતો પ્રવાહ અનુભવ્યો છે. એ વાણીમાં વહે છે ખરા, પણ તણાઇ જતા નથી. એમની આ લાક્ષણિકતા એમના કાવ્ય લેખનમાં પણ પ્રગટ થાય છે. સાહિત્યના એ વ્યાપક અર્થમાં ચાહક છે. કાકા કાલેલકરના વાક્યો ટાંકતાં સુરેશભાઈએ જણાવ્યું કે માણસ પગે ચાલે તેને પ્રવાસ કહેવાય. હૃદયથી ચાલે તે યાત્રા કહેવાય. સમૂહમાં ચાલે તો સમાજ કહેવાય. સ્વામી માધવપ્રિયદાસજીએ હૃદયથી ચાલીને ઇઝરાયેલની યાત્રા કરી છે. ખરેખર સ્વામીજી પૂર્વગ્રહથી મુક્ત છે.

આ પ્રસંગે ચાણક્ય સિરીયલના નિર્માતા અને ચાણક્યનો ઐતિહાસિક રોલ અદા કરનાર ચંદ્રપ્રકાશભાઈ દ્વિવેદીએ જણાવ્યું હતું કે આ પુસ્તક આટલું સુંદર હશે એવી ધારણા નહોતી. મારા પિતાશ્રી સ્વામિનારાયણ ભગવાનના સંતોને સંસ્કૃત ભણાવતા અને એટલે જ મુખપૃષ્ઠ ઉપર સ્વામિનારાયણના સંતનો ફોટા જોતા જ સુરેશભાઇના આમંત્રણથી અહીંયાં આવવાનું મન થયું. સામાન્ય રીતે આવા સમારંભોમાં શ્રોતાઓની હાજરી નહિવત્ હોય છે. જ્યારે અહીં તો પુરો હોલ ખીચોખીચ ભર્યો છે. તે જોઇને તો અત્યંત આનંદ થાય છે. આપણે આપણા સમાજમાં રહેલી સ્વામી માધવપ્રિયદાસજી જેવી પ્રતિભાને પહેચાનવી જોઇએ. આપણે જેને પાછળ રાખવા જોઇએ એને આગળ રાખીએ છીએ અને આપણી મહાન હસ્તીઓને પાછળ રાખીએ છીએ.

આ પ્રસંગે પોતાનો પ્રતિભાવ આપતા પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે ઇમેજ પબ્લિકેશન અને ખાસ કરીને સુરેશભાઈ દલાલનો હૃદયથી હું આભાર માનું છું. મને લેખનમાં અહીં સુધી પહોંચાડનાર હોય તો તે સુરેશભાઇ દલાલ છે. કુદરતી રીતે અમારા જીવ સ્નેહના બંધનોથી જકડાયેલા છે. સ્વામીએ ઇઝરાયેલની ધર્મયાત્રાની ભૂમિકા સમજાવતાં કહ્યું હતું કે, દુનિયાના બે મહાન ધર્મો નજીક થાય તો વિશ્વ શાંતિની સ્થાપનામાં બહુ જ મોટો સહયોગ મળે. જે ધર્મ સર્જન માટે છે એ ધર્મના નામે અહીં વિનાશના તાંડવ સર્જાયાં છે અને જે ધર્મ અમૃતમય છે એ જ ધર્મ અહી વિષની ભૂમિકા ભજવે છે. આ પ્રસંગે જ્યોતિન્દ્ર દવેની ઝાંખી કરાવતા સનત વ્યાસે સભાજનોને હાસ્ય તરબોળ કર્યા હતા. સુપ્રસિદ્ધ સંગીતકાર પુરુષોત્તમ ઉપાધ્યાયની સંગીત મંડળીએ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી રચિત કાવ્ય તેમજ પ્રવાસને લગતા અન્ય ગીતોનું ગાન કરીને સભાજનોને મંત્રમુગ્ધ કર્યા હતા. સુપ્રસિદ્ધ સાહિત્યકાર અંકિત ત્રિવેદીએ અદ્‌ભુત રીતે સભાનું સંચાલન કરી સર્વને જકડી રાખ્યા હતા. સભાનું પરિવેશ અતિ સુંદર હતું. ઇઝરાયેલનો નકશો, સ્ટાર ઓફ ડેવિડ (યહુદીનું ધર્મચિહ્ન), તિલક ચાંદલો અને પૂ. માધવપ્રિયદાસજી સ્વામીના ફોટાઓનું સુંદર સંયોજન પ્રસિદ્ધ સંનિવેશક છેલ પરેશ દ્વારા કરવામાં આવ્યું હતું. ઇમેજ પબ્લિકેશનના સ્થાપક અને ગુરુકુલના ટ્રસ્ટી શ્રી નવીનભાઈ દવેએ આભારવિધિ કરી હતી. ★★★

**********************************************************************************

## ગુરુકુલ ગૌરવ

દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ છારોડીમાં અધ્યાપક તરીકે સેવા આપતા શાસ્ત્રી શ્રી સુરેશકુમાર વ્યાસે **'શ્રીમદ્ ભાગવત અને શ્રીમદ્ સત્સંગિજીવનનું ભક્તિશાસ્ત્રની દૃષ્ટિએ તુલનાત્મક અધ્યયન'** વિષય પર સંશોધન કરી સંસ્કૃત ભાષામાં મહાનિબંધ તૈયાર કર્યો છે જે નિબંધને શ્રી સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટીએ માન્ય રાખી પી.એચ.ડી. (વિદ્યાવારિધિ)ની પદવી એનાયત કરી છે. તા. ૧૨ એપ્રિલ, ૨૦૧૧ના રોજ સોમનાથ ખાતે યોજાયેલ સમારંભમાં ગુજરાતના રાજ્યપાલશ્રીના હસ્તે સુરેશકુમાર વ્યાસને પી.એચ.ડી.ની પદવી એનાયત થઇ હતી. આ પ્રસંગે પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ સંસ્થાનું તથા પોતાનું ગૌરવ વધારવા બદલ સુરેશકુમાર વ્યાસને આશીર્વાદ પાઠવ્યા હતા. ★★★

## મુંબઈ–શ્રીમદ્ ભાગવત જ્ઞાનયજ્ઞ

અ. નિ. સેવામૂર્તિ પાર્ષદવર્ય શ્રી નારાયણ ભગતની પવિત્ર સ્મૃતિમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર, મુંબઈ દ્વારા આયોજિત શ્રીમદ્ ભાગવત જ્ઞાનયજ્ઞનો એકે-એક દિવસ આનંદ અને ઉત્સાહથી ભરપૂર રહ્યો. જ્ઞાનયજ્ઞના પ્રથમ દિવસે ભગવાન શ્રી રામચંદ્રજીનો પ્રાગટ્યોત્સવ ઉત્સાહથી ઉજવાયો જેમાં મુખ્ય યજમાન શ્રી કીર્તિભાઈ રાણા, શ્રી બળવંતભાઈ મેતલીયા અને શ્રી મુકેશભાઈ ઉનડકટ હતા. જ્ઞાનયજ્ઞના બીજા દિવસે ભગવાન બાલકૃષ્ણલાલાનો ઉત્સવ અતિ ધામધૂમથી ઉજવાયો જેમાં મુખ્ય યજમાન શ્રી મહેન્દ્રભાઈ મકવાણા, શ્રી ધીરુભાઈ કે. શાહ અને શ્રી જયેશભાઈ શેઠ હતા. જ્ઞાનયજ્ઞના ત્રીજા દિવસે ગોવર્ધનલીલા- અન્નકૂટોત્સવ ઉજવાયો. આ અન્નકૂટની તૈયારી બહેનોએ કરી હતી. ઘેર ઘેરથી અન્નકૂટની સામગ્રીઓ બનાવવામાં આવી હતી. આ ઉત્સવના યજમાન શ્રી દિનેશભાઈ વેણી, શ્રી હિંમતભાઈ ગાંધી, શ્રી મગનભાઈ પટેલ અને શ્રી ચતુરભાઈ સોરઠીયા હતા. જ્ઞાનયજ્ઞના ચોથા દિવસે રુક્મિણી વિવાહ અદ્ભૂત રીતે ઉજવાયો. ભગવાનની જાનના ધામધૂમથી સામૈયા થયાં. વેદોક્ત વિધિથી વિવાહ થયો. નંદ સંતો રચિત તુલસી વિવાહનાં પદો ગવાયાં. આ ઉત્સવના કન્યા પક્ષના યજમાનો શ્રી હરેન્દ્રભાઈ વેણી, શ્રી ચંદ્રકાંતભાઈ મેહતલીયા, શ્રી નવીનભાઈ દવે હતા તથા વરપક્ષના યજમાન શ્રી કાંતિભાઈ ગાંધી, શ્રી ભરતભાઈ ગાંધી અને શ્રી પ્રવીણભાઈ ઠક્કર હતા. જ્ઞાનયજ્ઞની પૂર્ણાહુતિના દિવસે બધા ભક્તજનોએ સમૂહ આરતી ઉતારી વિજયોત્સવ મનાવ્યો. આ વિજયોત્સવના યજમાન શ્રી રમુભાઈ દેસાઈ, શ્રી બળવંતભાઈ નાથાણી, નવીનભાઈ નાથાણી અને શ્રી રસિકભાઈ ગાંધી હતા. આચાર્ય મહારાજશ્રીના પૂજનના યજમાન શ્રી અશ્વિનભાઈ મહેતા, પરેશભાઈ મહેતા હતા. ★★★

*******************************************************************************

## વિદેશ યાત્રા – આફ્રિકા

પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી સંતમંડળ સાથે તા. ૧૫ એપ્રિલના રોજ આફ્રિકાના સત્સંગ યાત્રા-પ્રવાસે પધાર્યા છે. લગભગ બે માસ ચાલનારી આ યાત્રામાં પૂ. સ્વામીજી દારેસલામ, અરુશા, મલિન્દિ, નાયરોબી, કિસુમુ, કમ્પાલા, સાઉથ આફ્રિકા, મોમ્બાસા જેવા વિવિધ દેશોમાં વિચરણ કરી સત્સંગ-કથાવાર્તાનો લાભ આપશે. પૂ. સ્વામી આફ્રિકા પધારતાં પ્રેમજીભાઈ વરસાણી, લાલજીભાઈ વરસાણી, રવજીભાઈ (મોશીવાળા) રામજીભાઈ (સુરજપુરવાળા) તથા હરિભક્તોએ ભાવભીનું સ્વાગત કર્યું હતું. આ પ્રવાસ દરમિયાન ટાંઝાનિયાના અરુશા શહેર ખાતે પૂ. સ્વામીજીની નિશ્રામાં હિન્દુ લાઈફ સ્ટાઈલ સેમિનારનું આયોજન કરવામાં આવેલ છે. ★

## શ્રદ્ધા સુમન



સુરેન્દ્રનગર ગુરુકુલના પ. પૂ. સદ્‌ગુરુ શ્રી નારાયણસેવાદાસજી સ્વામી ૮૮ વર્ષની ઉંમરે તા. ૮ માર્ચ, ૨૦૧૧ના રોજ પંચભૌતિક દેહનો ત્યાગ કરી અક્ષરધામ સિધાવ્યા છે. પ. પૂ. સદ્‌ગુરુ શ્રી નારાયણસેવાદાસજી સ્વામી ઝાલાવાડ પ્રદેશના એક મહાન સંત હતા. પોતાના ત્યાગ-વૈરાગ્યયુક્ત નિડર તથા આજ્ઞા-ઉપાસનાના અણિશુદ્ધ જીવન દ્વારા સંપૂર્ણ સંપ્રદાયમાં એક અનેરી પ્રેરણા પૂરી પાડી હતી. પોતે બ્રહ્માનંદ સ્વામીની પરંપરાના હતા તથા બ્રહ્માનંદ સ્વામી રચિત અનેક ગ્રંથોનું પ્રકાશન કરી સંપ્રદાયની અનોખી સેવા કરી હતી. પૂ. સ્વામીના ધામમાં જવાથી પુરા સંપ્રદાયને એક મહાન સંતની ખોટ પડી છે. પૂ. સ્વામીના મંડળના પૂ. નારાયણસ્વરૂપદાસજી સ્વામી, પૂ. મહાત્મા સ્વામી, પૂ. દર્શનપ્રિયસ્વામી આદિ સંતો-ભક્તોને મહારાજ ધીરજ અર્પે એવી પ્રાર્થના.

**શેઠ શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલ** - પાટીદાર સમાજના અગ્રણી અને ઉમિયા માતા સંસ્થાન, ઊંઝાના પ્રમુખ શેઠ શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલ તા. ૧૧ એપ્રિલના રોજ ભગવત્ સ્મરણ કરતા થકા સ્વર્ગવાસી થયા છે. જેઓએ કડવા પાટીદાર સમાજની ખૂબ જ મોટી સેવા કરી હતી. ભગવાન તેમના આત્માને શાંતિ આપે એ જ પ્રાર્થના.

### શાસ્ત્રીજી મહારાજના જીવન અને કાર્યો વિષે તથા ગુરુકુલના ઇતિહાસ વિષે આલેખન

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલના સંસ્થાપક ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના જીવન અને કાર્યો વિષે તથા ગુરુકુલના ઇતિહાસ વિષે આલેખન થઈ રહ્યું છે. આ આલેખનને સમૃદ્ધ બનાવવા પૂ. ગુરુદેવ સાથેના આપના અનુભવો, ઉત્સવ સમૈયાના દિવ્ય પ્રસંગોનાં સંસ્મરણો તથા આપના પરિવાર સાથેના સંસ્મરણો લખીને મોકલાવી શકો છે. લેખ મોકલવાનું સરનામું:- શાસ્ત્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP), SGVP સર્કલ, S.G. હાઈવે, છારોડી, અમદાવાદ- ૩૮૨ ૪૮૧, ફોન-(૦૨૭૧૭) ૨૪૨૧૪૧/૨



# પ્રવેશ માહિતી



**પ.પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે આરંભેલ રોજના ૧ રૂપિયા લવાજમમાં વિદ્યાભ્યાસના દિવ્ય સંકલ્પનો ધોરણ- ૯ અને ૧૦ના વિદ્યાર્થીઓ માટે મેમનગર ગુરુકુલ ખાતે પુનઃ પ્રારંભ**

- ★ ચાલુ વર્ષે માત્ર ધોરણ-૯માં પ્રવેશ ઉપલબ્ધ.
- ★ છાત્રાલય પ્રવેશ ફોર્મ સવારે ૮ થી ૧૨ અને બપોરે ૩ થી ૬ સુધી મુખ્ય કાર્યાલય (ઓફિસ)માંથી ૧ મે, ૨૦૧૧થી મળશે.
- ★ અમદાવાદ શહેર (સ્થાનિક)ના વિદ્યાર્થીઓને છાત્રાલયમાં પ્રવેશ આપવામાં આવશે નહિ.
- ★ છાત્રાલયમાં માત્ર રહેવા-જમવાની વ્યવસ્થા રહેશે. અભ્યાસ માટે સંસ્થા દ્વારા નક્કી થયેલ સ્કુલમાં જ પ્રવેશ મેળવવાનો રહેશે. તે માટે શિક્ષણ ફી, યુનિફોર્મ કે ટ્યુશન ફી અને સ્ટેશનરી ખર્ચ અલગથી ભરવાની રહેશે.
- ★ લેખિત પરીક્ષા તા. ૧૨ મે, ૨૦૧૧ને ગુરુવારના રોજ સવારે ૯થી ૧૨ દરમિયાન લેવાશે.
- ★ પ્રવેશ પરીક્ષાનું પ્રશ્નપત્ર જે ધોરણ પાસ કર્યું હોય તેના અભ્યાસક્રમમાંથી ગણિત-૩૦, વિજ્ઞાન-૩૦, અંગ્રેજી-૩૦ અને ગુજરાતી-૧૦ એમ ૧૦૦ ગુણનું રહેશે.
- ★ ભરેલું ફોર્મ પરીક્ષા આપવા આવો ત્યારે સાથે લાવવું. અગાઉથી કે પોસ્ટથી મોકલવું નહિ. પાસપોર્ટ સાઈઝનો ફોટો સાથે લાવવો.
- ★ પ્રવેશ મળ્યો છે કે નહિ તે અંગેની જાણ પરીક્ષાર્થીને તા. ૨૦ મે, ૨૦૧૧ સુધીમાં પોસ્ટથી જણાવવામાં આવશે અથવા ૧૯ મે, ૨૦૧૧ના રોજ સાંજે ૩ થી ૬ દરમિયાન ફોન નં.-૯૯૦૯૦૪૪૮૮૧, ૦૭૯-૨૭૯૧૨૫૯૫ પરથી મેળવી શકશો.
- ★ ધોરણ-૧૧ સાયન્સ, કોમર્સ, આર્ટ્સમાં પ્રવેશ કાર્યવાહી ધોરણ-૧૦ના પરિણામ આવ્યાના બીજા દિવસે શરૂ થશે.
- ★ એફ. વાય.માં પ્રવેશ માટે ધોરણ-૧૨ કોમર્સના પરિણામ મળ્યાના બીજા દિવસે સંપર્ક કરવો.

શ્રી નારાયણમુનિદેવ શતામૃત વર્ષે વડતાલ શ્રી લક્ષ્મીનારાયણ દેવ સંસ્થાન આયોજીત

## શ્રી હરિકૃષ્ણ મહારાજ મહોત્સવ-૨૦૧૧, સુરત

તારીખ -:- ૧ થી ૮ મે-૨૦૧૧, સ્થળ:- યોગીચોક-ચીકુવાડી મેદાન, પુણાગામ, સુરત.

**-: મહોત્સવ અધ્યક્ષ :-**

પ.પૂ.ધ.ધુ.૧૦૦૮ આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજ

**-: નિમંત્રક :-**

શ્રી સ્વામિનારાયણ મંદિર, વડતાલ સંસ્થાન હરિકૃષ્ણ મહારાજ મહોત્વસ સમિતિ, વડતાલ -સુરત.

## આગામી આયોજન

૦૫/૦૫/૨૦૧૧, ગુરુવાર - અખંડ ભગવદ્ પરાયણ પ. પૂ. શ્રી જોગીસ્વામીનો ૧૦૭મા જન્મદિવસ નિમિત્તે રાત્રે ૮ થી ૧૦ કલાક દરમિયાન મંત્રલેખન, સત્સંગ તેમજ ધૂન-ભજનનો કાર્યક્રમ રાખેલ છે.

૧૨/૦૫/૨૦૧૧, ગુરુવાર - શ્રીહરિ જયંતી, શ્રી નીલકંઠવર્ણી અભિષેક તથા રાજોપચાર પૂજા

૧૪/૦૫/૨૦૧૧, શનિવાર- એકાદશી, રાત્રે કીર્તનભક્તિ (શ્રી સ્વા. ગુ., મેમનગર, અમદાવાદ)

૨૮/૦૫/૨૦૧૧, શનિવાર- એકાદશી, રાત્રે કીર્તનભક્તિ (શ્રી સ્વા. ગુ., મેમનગર, અમદાવાદ)



શેઠ શ્રી કેશવલાલ પટેલની શ્રદ્ધાંજલિ સભામાં પૂ. બાલકૃષ્ણસ્વામી



સોમનાથ સંસ્કૃત યુનિ. દ્વારા Ph.D.પદવી પ્રાપ્ત કરતા દર્શનમ્ના અધ્યાપક
ડૉ.સુરેશભાઈ વ્યાસને આશીર્વાદ આપતા પૂ. સદ્‌ગુરુ સંતો



શ્રી કષ્ટભંજન દેવ મહોત્સવમાં વ્યાખ્યાન આપતા
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી



કષ્ટભંજન દેવ મહોત્સવમાં હનુમાન ચાલીસાના પાઠનો પ્રારંભ કરાવતા
પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજીસ્વામી તથા પૂ. સંતો



સમાવર્તન સંસ્કાર - સદ્‌ગુરુ સંતો સાથે ધોરણ-૧૨ના વિદ્યાર્થીઓ, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ , SGVP છારોડી

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month,GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012



શ્રી ઘનશ્યામ મહારાજના પ્રાગટ્ય દિને રાજોપચાર પૂજન દર્શન



શ્રી રામચંદ્રજી પ્રાગટ્ય પ્રસંગે ફલકૂટોત્સવ આરતી દર્શન



ઈઝરાયેલની ધર્મયાત્રા-ગ્રંથને પ્રસાદીભૂત કરતા પૂ. જોગીસ્વામી



શ્રીહરિ પ્રાગટ્યોત્સવ - આરતી દર્શન




પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી લિખિત
ઈઝરાયેલની ધર્મયાત્રા ગ્રંથનું વિમોચન કરતા ડૉ. ચંદ્રપ્રકાશ દ્વિવેદી, શ્રી સુરેશભાઈ દલાલ, શ્રી નવીનભાઈ દવે, શ્રી ગોપાલ દવે તથા શ્રી અંકિત ત્રિવેદી